Full many a gem of purest ray serene,
The dark unfathom'd Caves of ocean bear;
Full many a flower is born to blush unseen,
And waste it's sweetness on the desert air &c.

T. GRAY.

( હરિણી-વૃત્ત. )

જલધિ-તલમાં અંધારાથી અપૂર્ણ ગૂહા મહીં,
વિમલ, જ્વલતી રશ્મિવંતાં અસંખ્ય રહ્યાં મણિ,-
વિજન વનમાં, તેવી રીતે ઉગે કુસુમો ઘણાં,
નિજ મધુરતા ત્યાગી, થાતાં-વિનષ્ટ-અલક્ષ્ય: હા!.

અનુવાદક, જ. હી. દે.

" यद्य द्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेव वा
तत्तदेवावगच्छ त्वं ममतेजोंऽशसंभवम् "

( गीता. )

જે જે ઐશ્વર્યવાળું હો, શોભિતું વા પરાક્રમી,
એ તે સૌ જાણજે મ્હારા થયેલું તેજઅંશથી.

( ન્હા. દ. કવિ. )

શ્રી સાર્વજનિક વિદ્યાર્થિ આશ્રમ-
"ગદ્યપદ્યપુષ્પમાલા." પુષ્પ ૧ લું.

# ગિરિધર-ગીતાવલિ.

રચયિતા,
સ્વ૦ ગિરિધરલાલ રેવાશંકર પંડયા.
(નિવાસી, શ્રી મુરારદાસનું ખંભાળીયા.)

પ્રકાશક,
શા૦ જમાલ હીરજી દેવાણી.
વ્યવસ્થાપકઃ-શ્રી સાર્વજનિક વિદ્યાર્થિ આશ્રમ,
જુનાગઢ.

ઇ સ. ૧૯૨૩ ] [સંવત ૧૯૭૯.
માર્ચ. ચૈત્ર, રામનવમી.

પ્રથમાવૃત્તિ: પ્રત, ૧૨૫૦.

મૂલ્ય— રૂ ૧-૦-૦ પાકું પૂઠું.
રૂ. ૦-૧૨-૦ કાચું પૂઠું.

શ્રી પરમાર પ્રિન્ટીંગ પ્રેસ,
રાજકોટ.

# गिरिधर-गीतावलि.



વધુ વિગત માટે પૂછો :—જમાલ હીરજી દેવાણી.
ઠે. સાર્વજનિક વિદ્યાર્થિ આશ્રમ.

પુસ્તકો મળવાનું મુખ્ય સ્થળ—

**શ્રી સાર્વજનિક વિદ્યાર્થિ આશ્રમ,**

ગિરિનાર રોડ—જૂનાગઢ.

હવે પછી નીચેનાં સ્થળોએ પણ પુસ્તકો મળવાની યોજના થઇ શકશે.

બુકસેલર્સ.

ગૂ૦ જીવણલાલ અમરશી મ્હેતા, અમદાવાદ.

રા. મ્હેતા [illegible], રાજકોટ.

ત્રીપાઠી એન્ડ કો. મુંબઇ.

# विषयानुक्रमणिका.







# ग्रन्थ-समर्पण.



જે ભગવાનની સત્તામાત્રથી આ અખિલ વિશ્વ ઉત્પન્ન થાય છે, અને જેમાં તે લય પામે છે; જે ઇશ્વર ચરાચરમાં ચૈતન્યરૂપે રહીને વસ્તુ માત્રને ગતિ આપી રહ્યો છે; જે જગન્નાયક અનેક વિભૂતિઓ રૂપે પુનઃ પુનઃ પ્રકટ થઇને, પોતાના ચિન્મય પ્રકાશથી નિખિલ જગતને પ્રકાશિત કરે છે; અને જે અન્તર્યામી પ્રભુની પ્રેરણાથી આપણા સ્વ૦ ગિરિધરલાલ કવિ જેવાં સંસ્કારી રત્નો, અસંસ્કારી અને અકિંચન કુટુમ્બમાં જન્મ લઇને એ કુટુમ્બને અલંકૃત કરે છે; એવા સર્વશક્તિમાન, સર્વજ્ઞ, આનંદકંદ, ચૈતન્યઘન, નિર્મલ પ્રેમના અધિષ્ઠાનરૂપ, દયાસિન્ધુ, જ્યોતિર્મય, નિરંજન, અને અવિનાશી પરમાત્માના શાન્તિમય ચરણારવિંદમાં આ લઘુ ગ્રંથ સમર્પિત કરૂં છું.

લી. ગ્રન્થપ્રકાશક,

જ. હી. દેવાણી.

" यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौंतेय तत्कुरुष्व मदर्पणम् ॥"

(ગીતા.)

જે કરે, ભોગવે જેહ, જે હોમે દેજ દાન જે'
જે તપે તપ, કૌંતેય! તે મ્હને અર્પ સર્વ હું.

(ન્હા. દ. કવિ.)

# પ્રસ્તાવના.



ગુર્જરી દેવીના સાહિત્યોદ્યાનમાં અનેક હૃદયંગમ, દૃગરમ્ય પુષ્પ છોડ ઉગેલા છે; ઉગે છે, અને ઉગશે. તે સહુએ પોતપોતાનો મધુર સૌરભ એ દિવ્ય ઉદ્યાનના વિહારી રસિકોને અર્પેલો છે, આપે છે અને આપશે. કેટલાએક તો અત્યંત મૃદુ, ન્હાના અને સુકોમલ પુષ્પ છોડ હોય છે; કે કેટલાએક પરમ સુકુમાર પુષ્પવેલડીઓ પણ હોય છે. તે માંહેના કેટલાંએક તો અલ્પજીવી હોવા છતાં, પોતાનો સુરભિ પરિમલ સાહિત્યોદ્યાનના પથિકોને આપી જાય છે. નંદનવન સમા આ ઉદ્યાનના કંઇ કંઇ લેખક-માળીઓ આવાં મનોહારિ પુષ્પછોડ કે પુષ્પવલ્લીઓનાં વૃત્તાન્તોને આલેખે છે.

તેવાજ એક અલ્પાયુઃ ભોગવીને અદૃશ્ય થયેલા-પંચત્વને પામેલા-કોઇએક અદ્‌ભુત પુષ્પછોડની ટૂંક જીવનલીલા અહીં આલેખવામાં આવશે તો શું અસ્થાને ગણાશે કે? એ લુપ્ત થયેલા પુષ્પછોડના અણમોલા સૌરભની પ્રસાદીનો સ્વીકાર કરવા કયો ગુર્જરી બન્ધુ કે ભગિની ઉદારશીલ નહી બને? ઘડીભર સૌમ્યપ્રકાશથી પૃથ્વીને ઉજાળીને અસ્ત થતા બાલચંદ્રના ગૌરવને કયો સોહાગી આત્મા નહિ પૂજે?

પશ્ચિમ દેશવાસી સાહિત્ય-ઉપાસક જનસમાજ તો ન્હાના મ્હોટા-પ્રસિદ્ધ કે અપ્રસિદ્ધ-સર્વ પ્રકારના લેખકો, કવિઓ, કે એવા દૈવી આત્માઓના જીવન-ચરિત્રને પ્રજા સમક્ષ મૂકે છે,

અને એ દ્વારા પ્રભુના અનેકરૂપધારી સ્વરૂપની ત્હેને ઝાંખી કરાવે છે! આપણા દેશમાં એ અનુસરણીય પ્રથા બહુ વ્યાપક હજુ નથી થઇ.

આપણા ગીતાશાસ્ત્રના વિભૂતિ–વિભાગમાં તો શ્રી ભગવાને કહ્યું છે કે,

" यद्यद्विभूतिमत्सत्त्वं श्रीमदूर्जितमेववा ।

" तत्तदेवावगच्छत्वं मम तेजोंऽशसंभवम् "॥

(**ભાવાર્થ**:–જે જે સત્વ–પ્રાણી વિભૂતિવાળું, સૌંદર્યવંતું, કે ભવ્ય દેખાય તો સ્હમજવું કે, તે મ્હારાજ અંશથી ઉત્પન્ન થયેલું છે.)

તો પછી, અનુત્તમ ઇશ્વરી–પ્રસાદને વરેલા એવા કોઇ સાહિત્યોદ્યાનના મનોહારી મયૂરો કે કોકિલાઓના અદ્ભુત સુંદર વિજયીવાણી ટહુકારને, સાહિત્યપ્રેમી રસિકજનોના કર્ણદ્વારે કેમ ન પ્હોંચાડવા?

પરંતુ, હૃદયના ખેદ સાથે એક સર્વમાન્ય સત્યને પ્રદર્શિત કરવું પડે છે કે. આવા કંઇ કંઇ મધુર પુષ્પછોડ, પોતાના અપ્રતિમ સૌરભને સમાજને ચરણે ધર્યા વિના નિર્જનતામાંજ નષ્ટપ્રાય; થાય છે! એવાં કંઇ કંઇ અણમોલ સ્વર્ગીય રત્નો સમાજની જ્ઞાનદ્રષ્ટિએ ચ્હડયા; વિના ધૂળમાંજ ઢંકાયલાં રહે છે. તે માટે, એક અંગ્રેજ કવિ કહે છે કે:—

"Full many a gem of purest ray serene,
"The dark unfathom'd caves of ocean bear;

"Full many a flower is born to blush unseen,
"And waste its sweetness, on the desert air."
T. GRAY.

ભાવાર્થ:—

(હરિણી).

જલધિ-તલમાં અંધારાથી પ્રપૂર્ણ ગૂહા મહીં,
વિમલ જ્વલતી રશ્મિવંતાં અસંખ્ય રહ્યાં મણિ;
વિજન વનમાં, તેવી રીતે ઉગે કુસુમો ઘણાં,
નિજ મધુરતા ત્યાગી, થાતાં વિનષ્ટ—અલક્ષ્ય: હા!

આ પ્રમાણે ટૂંકું છતાં, પરમ મધુર, નિર્મલ અને આહ્લાદકારિ જીવન ગાળીને વિદેહ થયેલા એક બાલકવિનું સ્વ. ગિરધરલાલ રેવાશંકર પંડ્યાનું જીવન-વૃત્તાન્ત અહીં આલેખવામાં આવે છે; તો ત્હેના અલ્પજીવનની અનુપમ મીઠાશ ચાખવા કોણ ઉત્સુક નહિ બને? ત્હેનાં અત્યાર સૂધી, અપ્રસિદ્ધ રહેલાં છતાં, અમૂલ્ય કાવ્ય-કુસુમોને કોણ શિરપર નહિ ધરે? એ કુસુમ-સૌરભને કોણ નહિ ઝીલે? અર્થાત્ એ કાવ્યોના વિરલરસનું પાન કોણ નહિ કરે? કે, કવિના દેવીના એ અલૌકિક પ્રસાદને કોણ નહિ સત્કારે? સહુનેપતે થોડે ઘણે અંશે પ્રિયકર થશેજ—રુચિકર લાગશેજ! અને, તો મ્હારો આ સ્વલ્પ પ્રયાસ ચરિતાર્થ થયેલો માનીશ. અસ્તુ!

માધવપુર,
શ્રાવણ વદી ૧૧
એકાદશી.

લી૦
જમાલ હીરજી દેવાણી.

# ग्रन्थ निवेदन.



ॐ तत्सत्.



શ્રી સાર્વજનિક વિદ્યાર્થિ આશ્રમ" તરફથી હવે પછી પ્રકટ થતી 'ગદ્યપદ્ય* પુષ્પમાલા' એ નામક ગ્રન્થાવલિ ના પ્રથમ પુષ્પરૂપે આ ગ્રન્થ ગણાશે.

આ ગ્રન્થને પ્રકટ કરવામાં અમારા બે પવિત્ર આશય રહેલા છે.

(૧) પ્રથમ તો એકે, અત્યાર સૂધી કેવળ અપ્રસિદ્ધ રહેલા, તદ્દન સુકુમાર વયના ૨૧૦ ગિરિધર કવિની અલ્પ છતાં, અમૂલ્ય અને સ્વર્ગીય કાવ્ય-પ્રસાદીથી ગુર્જરી-દેવીનો ઉપાસક-

---

*આ ગ્રન્થાવલિ પ્રકટ કરવાનો ઉદ્દેશ તો માત્ર એટલોજ છે કે; આશ્રમના વ્યવસ્થાપકની કોઇ પણ સ્વયંરચિત કૃતિ, અથવા આશ્રમના કોઇ સ્નેહીજને રચેલી કૃતિને, કોઇપણ ઉદાત્ચરિત સદ્દગૃહસ્થ પાસેથી આર્થિક સહાયતા પ્રાપ્ત કરીને, અથવા આશ્રમનાજ ફંડમાંથી પ્રકટ કરવી. અને તે વ્હેચાણમાંથી જે કાંઇ ઉત્પન્ન થાય તેનો ઉપયોગ કોઇપણ અનાથ કે આપત્તિમાં આવી પડેલા કુટુમ્બના પરિત્રાણ અર્થે અથવા કોઇપણ સાર્વજનિક હિત અર્થે અથવા આશ્રમનાજ કલ્યાણ અર્થે થશે.

ગુજરાત વંચિત ન રહે. અર્થાત્, ગુર્જરી સાહિત્યોદ્યાનમાં વિહાર કરતો પ્રત્યેક રસિક જન એ બલ-કવિના અણમોલ સૌરભને-ત્હેનાં સુંદર અને ભાવનામય કાવ્યોને પ્રાપ્ત કરી શકે.

(૨) અને બીજો એ કે, સ્વ૦ ગિરિધર કવિની પાછળ, વૈધવ્યની દુઃખજવાલમાં આવી પડેલી ત્હેની બાલ-પત્ની ચિ. બ્હેન ગંગાના અભ્યાસ અને નિર્વાહ અર્થે, આ ગ્રન્થની પ્રતોના વ્હેચાણમાંથી અમૂક રકમ ત્હેના નામથી કોઇ સુરક્ષિત માર્ગે રાખવામાં આવે. આ ઉદ્દેશને લક્ષીનેજ આ ગ્રન્થને પ્રકટ કરવાનો પ્રયાસ થયેલો છે.

નામદાર રજકોટ ઠાકોર સાહેબના પરમ સન્મિત્ર અને ગુર્જરી સાહિત્ય-દેવીના પૂજારી સ્વ૦ કુમારશ્રી ( મોરબી પાસે મીઆણાનું માળીયા કહેવાય છે ત્હાંના ) માનવંત ગુમાન-સિંહજીભાઇનો આપણા સ્વ૦ કવિ પ્રત્યે અપ્રતિમ સદ્ભાવ હતો. તેઓશ્રીના અવસાન પ્હેલાં આ ગ્રન્થને પ્રકટ કરવાના સંબંધમાં તેઓશ્રીને હું રાજકોટમાં મળ્યો હતો. આ ગ્રન્થનું નામ "ગિરિધર ગીતાવલી" રાખવાની ઇચ્છા તેઓશ્રીએ પ્રકટ કરેલી હતી ; આ ઉપરથી, આ ગ્રન્થને એજ સંજ્ઞાથી પ્રકટ કરવાનો નિર્ણય થયો છે.

સ્વ. ગિરિધર કવિનાં કાવ્યોને ઉદ્દેશીને એ કાવ્યો ઉપરની ટીકા, અર્થાત્ "કાવ્યાર્થ-પ્રકાશિકા" માં સવિસ્તર પણે કહેવામાં આવેલું છે. તો પણ, તે સબંધમાં અહીં બે અક્ષર કહેવાનું અસ્થાને નહિજ ગણાય. ભાઇ ગિરિધરલાલનાં આ કાવ્યો બહુજ થોડાં છે; તો પણ ત્હેમના યશને અમર રાખવાને તે

પૂરતાં છે. જો કે, આ કાવ્યો માંહેનાં કેટલાંએક તો તદ્દન સ્વલ્પ છે. પરંતુ. તેમાં કોઇ એવા તો મૃદુ, નિર્મલ, શાન્ત, ગંભિર અને આર્દ્ર ભાવો રહેલા છે, કે વાચકના હૃદયને વશીભૂત કરવાને તે સમર્થ છે. ટૂંકામાં, એટલુંજ કહેવું બસ થશે કે, કવિનાં આ કાવ્યો, હૃદયના ઉંડાણમાંથી નીકળેલાં, સંપૂર્ણ નૈસર્ગિક; પ્રેમ, ભક્તિ, જ્ઞાન અને સ્વદેશાભિમાન આદિ વિવિધ ભાવનાઓના રંગોથી રંગાયલાં, અને અપ્રતિહત મૃદુસ્વરે ઝણ ઝણતી વીણાના સુમધુર રવ સમાં મંજુલ અને શ્રુતિ-મનોહર જણાય છે. અર્થાત્ આ કાવ્યો તો, જ્ઞાનની ઉન્નત ભોમમાં વિહાર કરતા, અને સંગીત-વિદ્યામાં નિષ્ણાત થયેલા એવા કોઇ ગાયક-કવિના મૃદુ-કંઠમાંથી ઝરતાં આમ્રઘટામાં કૂજન કરતી કોકિલાના કોઇ મૃદુલ ટહૂકાર સમાં અત્યંત મધુર, સુકોમલ, આર્દ્ર અને આહ્લાદકારી છે. વિશેષતઃ, આ કાવ્યો તો ખરેખર, આંસુડાંના પૂરમાં નિમગ્ન થઇને-આંસુડાંના અક્ષરોમાંજ-કવિતા લખનાર આપણા મશહૂર કવિ સ્વ૦ કલાપિ-લાઠીના નરેશ સ્વ૦ રાજર્ષિ સુરસિંહજી સાહેબનાં કાવ્યો સમાં, કે અભેદ-પ્રેમની લહરીઓ ઝીલનાર અને વેદાન્તના અદ્વૈતજ્ઞાનમાં મસ્ત-પણે મઝા માણનાર આપણા સાક્ષરવર્ય સ્વ૦ મણિલાલ નભુભાઈનાં કાવ્યો સમાં અશ્રુથીજ લખાયલાં અને મર્મ વેધક છે.

કવિનાં પ્રત્યેક કાવ્ય ઉપર મ્હેં યથાશક્તિમતિ ટીકા લખેલી છે. અને તે "કાવ્યાર્થ-પ્રકાશિકા" એ સંજ્ઞાથી ગ્રન્થના ઉત્તર વિભાગ રૂપે રહેલી છે. જો કે હું પોતે કવિ નથી તેમ સંગીત વિષયનું જ્ઞાન તો મ્હને લેશમાત્ર પણ નથી. એટલે

કવિના કાવ્યોની ખરી મહત્તાનેતો કોઇ સંગીતવેત્તા કે કવિજ જાણી શકે પરંતુ, મ્હેં તો મ્હારા એ વિરલ સુહૃદ્-મિત્ર પ્રત્યેના પ્રેમ અને સાહિત્ય પ્રત્યેના મ્હારા અનુરાગના નિર્મલ સ્રોતમાં તણાઇનેજ આ અલ્પ કાર્ય મ્હેં કરેલું છે. ભાઇ ગિરિધરલાલ મ્હારા અત્યંત નિકટ પરિચયમાં રહેલા હોવાથી ત્હેની હૃદય-ગત ભાવનાઓથી હું સુપરિચિત હોઇને, ત્હેના કાવ્યોમાં નિગૂઢપણે કે પ્રકટપણે જે વેદાન્તધ્વનિ સગોપાંગ રહેલો છે, તે ધ્વનિનું શ્રીમદ્ ભગવદ્ ગીતામાંથી એજ ધ્વનિના સૂચક શ્લોકો કે અન્ય વિદ્વજ્જનોનાં વચનામૃતોને ટાંકીને, પ્રસ્ફોટન કરેલું છે. આ "કાવ્યાર્થપ્રકાશિકા" લખવામાં હું કેટલે અંશે સફલ થયો છું, અર્થાત્, વાચકને તે કેટલે અંશે, ઉપયોગી અને હૃદયગમ્ય થશે, તેનો નિર્ણય કરવાનું કાર્ય તો ઉદાર અને ક્ષમાશીલ વાચકવૃંદનેજ સુપ્રત કરૂં છું.

આ ગ્રન્થને પ્રકાશમાં લાવવાનું કાર્ય તો, કવિના અવસાન પછી, સત્વરજ કરવાનું હતું. પરંતુ, ભાઇ ગિરિધરલાલનાં હસ્ત લિખિત કાવ્યો તથા ત્હેમનો ફોટો વગેરે સર્વ સામગ્રી મુંબાઇથી જૂનાગઢ આવતાં, અમદાવાદ સ્ટેશને મ્હારૂં પાકીટ ચોરાઇ ગયેલું, તે સાથેજ લુપ્ત થઇ હતી. ત્યારપછી, એકાદ વર્ષ તો, કલ્પનાના તરંગો ઉપરજ, વ્યતીત થયું. એટલામાં સ્વ. કવિના મિત્ર રા. રમણિકલાલ રતિલાલ મ્હેતાએ પોતાના સ્વયંરચિત 'હૃદય-રણકા' નામક ગ્રન્થમાં, ભાઇ ગિરિધરલાલ અને ત્હેના કાવ્યો સંબંધી ઉલ્લેખ કરી, મ્હારી બહુવિધ પ્રવૃત્તિઓને લઇને આવી પડેલી વિસ્મૃતિ અને પ્રમાદની નિદ્રા-

માંથી મ્હને જાગૃત કર્યો. એટલુંજ નહિ પણ તે ઉદાર અને સુજ્ઞ બંધુએ આપણા સ્વ. કવિનાં લુપ્ત થયેલાં કાવ્યોની એક પ્રત પણ મ્હને પૂરી પાડી. રા. ઉમિયાશંકર વ્યાસ દ્વારા પણ પાછળથી બે ત્રણ કાવ્યો મળી શકયાં છે. આ બંને બંધુઓનો અહીં મ્હારા અંતઃકરણપૂર્વક આભાર સહર્ષ પ્રકટ કરૂં છું.

કેટલાએક માનનીય સત્પુરુષોએ સ્વ. ભાઇ ગિરિધરલાલને ઉદ્દેશીને પોતાના સ્વાનુભવપૂર્વક અભિપ્રાયો લખી આપ્યા છે. તે યથાસ્થિત (અને જરૂર પડે ત્યાં ભાષાન્તર સહિત) આ ગ્રન્થના અન્તીમ ભાગમાં પરિશિષ્ઠ રૂપે આભાર સહિત પ્રકટ કરવામાં આવેલા છે.

સ્વ. કવિના મિત્રોએ, ત્હેના અવસાનને ઉદ્દેશીને કે અવસાન પછી, ભિન્નભિન્ન સ્વરૂપે હૃદયના પ્રેમ અને શોક ભર્યા, જે ઉદ્ગારો પ્રદર્શિત કરેલ છે, તે યથાસ્થિતપણે પરિશિષ્ઠ રૂપે અહીં સાભાર પ્રકટ કરવામાં આવેલા છે.

સ્વ. ભાઇ ગિરિધરલાલનો જે ફોટો આ ગ્રન્થમાં મૂકવામાં આવેલો છે, તે ત્હેના યથાર્થ જીવનને દર્શાવતો નથી; કેમકે, કવિનું જીવન તો એટલું સાદું અને નિરઅભિમાની હતું કે, કોલર અને નેકટાઇ જેવી ક્ષુદ્ર ટાપટીપ ત્હેણે ભાગ્યેજ ધારણ કરેલી હશે એ વસ્તુઓ તો કોઇ વિશ્વાસી દોસ્તારે કવિને આગ્રહપૂર્વકજ ધારણ કરાવેલી હશે કવિ જે સાદા પોશાકમાં આર્દ્ર અને ગંભિર મુખમુદ્રા પૂર્વક અને કશી ટાપટીપ વિના નિત્ય રહેતા; એ ત્હેના જીવનને યથાસ્થિત પ્રકટ કરનાર ત્હેનો એક ફોટો લુપ્ત થતાં, ફરીથી કોઇપણ સ્થળેથી મળી શક્યો નથી.

તેથીજ આ ફોટો રાખવામાં આવેલ છે. અને તે ફોટાની સાથેજ કવિના ઉપાસ્ય ગુરુદેવ સ્વામીશ્રી રામકૃષ્ણ પરમહંસ દેવનો ફોટો પણ સાથેજ રાખવામાં આવેલો છે.

સ્વ૦ કવિનાં કેટલાંએક કાવ્યરત્નો ને અનુરૂપ ફોટાઓ આ ગ્રન્થમાં મૂકવામાં આવ્યા હોત તો ગ્રન્થ અલંકૃતિમાં અવશ્ય વૃદ્ધિ થઇ હોત; ભવિષ્યમાં જો આ ગ્રન્થની દ્વિતીય આવૃત્તિ પ્રકટ થશે તો જરૂર આ યોજનાને થોડે ઘણે અંશે પણ અમલમાં મૂકવામાં આવશે.

આ ગ્રન્થ-પ્રકાશનના કાર્યમાં જે જે ઉદાર સદ્ગૃહસ્થોએ સહાયતા આપવાની કૃપા દર્શાવી છે, ત્હેમની મંગલ નામાવલિ ગ્રન્થના પશ્ચાત્ ભાગમાં પ્રકટ કરવામાં આવેલી છે. સ્વ. કુમારશ્રી ગુમાનસિંહજી સાહેબે પણ ગ્રન્થ પ્રકટ કરવાના ખર્ચમાં સારી રકમ અર્પવાની ઇચ્છા પ્રકટ કરી હતી, તે રકમ જો કે મળી શકી નથી. તો પણ તે ઉદાર અને સહૃદય વ્યક્તિનો આભાર અહીં પ્રદર્શિત કરીશ તો તે અસ્થાને નહિજ ગણાય.

આ ગ્રન્થને મુદ્રિત કરવાના કાર્યમાં શ્રી રાજકોટ નિવાસી મ્હારા સ્નેહી રા. મગનલાલ ગુલાબચંદ મોદીએ પ્રૂફ સુધારી આપવાનો જે શ્રમ લીધો છે, તે માટે ત્હેમનો પણ આભાર પ્રદર્શિત કરૂં છું.

આ ગ્રન્થને પ્રકટ કરવામાં જે પારમાર્થિક આશયો રહેલા છે. તે તરફ દ્રષ્ટિ કરીને આ ગ્રન્થની પ્રત પ્રત્યેક સજ્જન ખરીદ કરશે, તો આ શુભ કાર્યને ઉત્તેજન આપવા ઉપરાંત, પરોક્ષ

રીતે, એક અનાથ વિધવા બ્હેનને આશ્રય આપવાના પુણ્યમય કાર્યમાં સહાયભૂત ગણાશે.

આ જીવન-ચરિત્રમાં મ્હેં સ્વ. કવિની કેટલીએક સહજ (સ્વ. ભાવગત) ન્યુનતાઓ ખામીઓને પણ સહેતુક પ્રદર્શિત કરેલી છે. કેટલાએક તો સ્વર્ગસ્થ આત્માના દોષને પ્રકટ કરવાની આપૃથાથી વિરૂદ્ધ હોય છે; પરંતુ તે સંબંધમાં હું એટલુંજ કહેવાની રજા લઇશ કે, આ કાંઇ કવિની સ્તુતિનોજ વિષય નથી; પરંતુ, આ તો કવિનું **જીવન ચરિત્ર** છે. અને જીવન-ચરિત્ર તો ગુણ અને દોષ ઉભયથી સમન્વિત હોવું જોઇએ. ચરિત્ર-નાયકની માત્ર શ્લાઘા કરવાથી તો ચરિત્રનું ગૌરવ ઘટેજ છે! એ તો કેવલ બારોટપણુંજ ગણાય!

જ્હેમણે અંગ્રેજી-સાહિત્યમાં લખાયલું (મેકાલેકૃત) કવિ ગોલ્ડ સ્મિથનું જીવન ચરિત્ર અને (બોસ્વેલકૃત) ડૉ. જોહ્નસનનું જીવન ચરિત્ર આદિ વિદ્વાન્ પુરૂષોનાં જીવન ચરિત્રો વાંચ્યાં હશે, ત્હેમને તો શંકાનું કશુંયે કારણ નહિજ રહે.

છતાં, સ્વ. કવિના કોઇ એક મિત્ર, જાણે સ્વ. કવિ પ્રત્યે સ્નેહનો ઇજારો પોતાનોજ હોય એવા ભાવપૂર્વક ક્રોધાયમાન થઇને સ્વ. કવિના બે ન્હાનકડા દોષ ખુલ્લા કરવાના સંબંધમાં મ્હને ઠપકો આપવા આવેલા. આ બન્ધુને (તેમજ આ દ્રષ્ટિથી પેખનાર અન્ય વાચકોને પણ) મ્હારી પ્રાર્થના છે કે, તેઓએ ઉપર્યુક્ત અંગ્રેજી જીવન ચરિત્રો કે સંસ્કૃત આદિ અન્ય સાહિત્યમાં લખાયલાં જીવનચરિત્રોને

વાંચવાની તસ્દી લેવી. છતાંએ, જો ત્હેમના ચિત્તનું સમાધાન નજ થઇ શકે તો યોગિરાજ ભર્તૃહરિના શબ્દોમાં હું એટલુંજ કહીશ કે, ज्ञानलवदुर्विदग्धं ब्रह्मापि तं नरं न रञ्जयति" અલ્પ જ્ઞાનથી તદ્દન અર્ધદગ્ધ મનુષ્યના ચિત્તનું સમાધાન કરવાને તો બ્રહ્મા પણ સમર્થ નથી, તો હું કોણ માત્ર? અસ્તુ!

આ ગ્રન્થના પ્રકાશન સંબંધિ સંપૂર્ણ સ્વામીત્વ આ ગ્રન્થના પ્રકાશકના હસ્તમાંજ રહેશે. અને ભવિષ્યમાંયે જો આ ગ્રન્થની આવૃત્તિ પ્રકટ થશે તો, ત્હેનો લાભ પણ "શ્રી સાર્વજનિક વિદ્યાર્થી આશ્રમ" ને અથવા કોઇ પણ સાર્વજનિક હિતના કાર્યનેજ અપાશે. કેમકે, સ્વ. કવિએ અત્યાર સુધી અભ્યાસ કરવામાં આશ્રમનું અને સમાજનુ ઋણ કરેલું છે. તેમ એ સ્વ. વ્યકિતની ભાવનાઓ પણ સર્વથા પરમાર્થિક અને સ્વદેશસેવાપરાયણુજ હતી. ટૂંકામાં કવિના કોઇપણ કુટુમ્બીજનની સ્વાર્થવૃત્તિને અહીં લેશમાત્ર અવકાશ નથી; આજ તો નથી, પરંતુ ભવિષ્યમાંયે નથી.

અન્તે તો, એટલુંજ કહીને વિરમીશ કે, આ ગ્રન્થને પ્રકાશમાં લાવવાનું કાર્ય મ્હારા કરતાં કોઇ વિદ્વત્તર સાક્ષરજનના હસ્તથી થયું હોત તો, તે જરૂર અધિક-મહત્તાને પામી શકત કેમકે, કોઇપણ ગ્રન્થ પ્રકટ કરવાનો આ મ્હારો પ્રથમજ પ્રયાસ છે. અને તેથી મ્હારે સત્યની ખાતર કહેવુંજ જોઇએ કે, આ કાર્યને પ્રસિદ્ધ કરવાની સંપૂર્ણ યોગ્યતા મ્હારામાં નંહજ હોય. પરંતુ, સ્વ. ગિરિધરલાલ જેવા મ્હારા એક અનુપમ

# સ્વામી શ્રી રામકૃષ્ણ પરમહંસનાં વચનામૃત.



"રાત્રિએ આકાશને વિષે અનેક તારાઓ ત્હું જોય છે, પણ સૂર્યોદય થતાં તે ત્હને દેખાતા નથી; તે પરથી શું ત્હું એમ કહી શકશે કે, દિવસે આકાશમાં તારાઓ નથી? ઓ **માનવી**! તેમજ ત્હારા અજ્ઞાન કાળમાં ત્હું **ઇશ્વરને** ઓળખી શકતો નથી, માટે ત્હારે એમ ન કહેવું કે ઇશ્વર નથી."

ઇશ્વર બહુનામી છે, અને જેથી આપણે ત્હેને જાણી શકીએ એવાં ત્હેનાં અનેક રૂપો છે. જે કોઇ રૂપ અથવા નામે ત્હમે ત્હેની પ્રાર્થના કરશો, તેજ નામ અને રૂપે, ત્હમને દર્શન થશે.

"અગ્નિ નિરાકાર છે; પરંતુ પ્રકાશિત અંગારામાં ત્હેણે અમૂક આકાર ધારણ કીધો હોય તેવો દેખાય છે અને તેથી તે વેળાએ નિરાકાર અગ્નિ પણ સાકાર રૂપે દૃસ્યમાન થાય છે. તેવીજ રીતે, નિરાકાર **પરમાત્મા** પણ કેટલીકવાર આકાર ધારણ કરીને સાકારરૂપે પ્રત્યક્ષ થાય છે.

"બ્રહ્મ નિર્ગુણ, અવિકારી, અચળ, અને મેરૂ પર્વત સમાન સ્થિર છે.

"ત્હેનું નામ જ્ઞાન ( ચિન્મય ) છે, ત્હેનું સ્થાન પણ જ્ઞાન છે, અને તે **ઇશ્વર** સ્વયં પણ જ્ઞાનજ છે.

"ઇશ્વર હસ્તિને સોયના નાકામાંથી પણ પસાર કરી શકે. એ જે ઇચ્છે તે કરી શકે.

"જેમ સમુદ્રનું પાણી એક સમયે શાન્ત હોય છે, અને બીજે સમયે તે ડોલાયમાન હોય છે; તેમ બ્રહ્મ અને માયા રહેલાં છે. પૂર્ણ શાન્તિવાળો સમુદ્ર તે બ્રહ્મ, અને વ્યગ્રાવસ્થાવાળો સમુદ્ર તે બ્રહ્મની માયા.

દૃશ્ય જગતની જાળમાં પડવાથી નિત્યાનંદ એવું બ્રહ્મ રડતું અને કકળતું હોય એવો ભાસ થાય છે. "જેમ કાંચળીથી સર્પ જૂદો છે, તેમજ આત્મા શરીરથી જૂદો છે.

"બદ્ધ આત્મા જીવ છે, અને મુક્ત આત્મા શિવ છે. હું ખરેખરૂં કહું છું કે, જે ઇશ્વરને ઇચ્છે છે, ત્હેને ઇશ્વર સખેજ છે.

"જ્હેનાં મુમુક્ષુતા અને ધ્યાન વધુ બલવાન્ હોય છે, તે ઇશ્વરને જલદી પામે છે.

"લોભીનું મન જેમ સોના માટે આતુર હોય છે. તેમ ત્હારા અંતઃકરણને ત્હું ઇશ્વર માટે આતુર રાખ. "ઇશ્વરને પામવાને અર્થે ત્હારા તનનો, મનનો અને ધનનો ભોગ આપ!

"પરમતત્વરૂપી પરમાત્માની દિવ્ય જ્યોતિમાં એકત્વભાવને પામીને લીન થઇ જાઓ!

"પરમહંસ રામકૃષ્ણનાં બોધવચન."

स्वामी श्री रामकृष्ण परमहंस.



સ્વામી શ્રી રામકૃષ્ણ પરમહંસ.

[ સ્વ. ગિરિધરલાલ કવિના ઉપાસ્ય દેવ. ]

## કવિ ગિરિધરલાલ રેવાશંકર પંડ્યા.



જન્મ:—સં. ૧૯૫૪ ના માગશર શુદિ ૪.

અવસાન:—સં. ૧૯૭૬ ના વૈશાખ માસ.

"જ્યા દિવ્ય કો સંગીતનો રસ–અબ્ધિ ઉભરાઈ રહ્યો,
યુગ યુગ થયાં તલસું: અરે ! લઈ જાઓ કોઈ ત્યહાં મ્હને !"

જોશી આર્ટ પ્રીટીંગ વર્ક્સ, બજારગેટ, મુંબઇ.

# स्व. गिरधर कविनुं सविस्तर जीवन चरित्र.



**જન્મભૂમી:-**

સ્વર્ગસ્થ ગિરધર કવિનો જન્મ સંવત્ ૧૯૫૪ ના (ઈ૦ સ૦ ૧૮૯૮ માં) માગશર સુદી ૪, ને દિને, જામનગર તાબે શ્રી મુરારદાસના ખંભાળીઆમાં થયો હતો. ત્હેની આ જન્મભૂમિ પણ ત્હેના આત્મવિકાસમાં ઓછી સહાયક નિમિત્ત-ભૂત નથી બની. એ ભૂમિનું મહાત્મ્ય પણ કાંઈ સામાન્ય નથી. ગુર્જરીકુંજો ને અદ્વૈતઝંકારથી પાવન કરનાર; વેદાન્ત જ્ઞાનના માનસરના વાસી શ્રી ભાણ સાહેબ તથા શ્રી રવિ સાહેબ હતા. ત્હેમના શિષ્ય શ્રી મુરાર સાહેબ અને શ્રી ચરણ સ્વામી આદિ કેટલાએક રાજહંસો આ ભૂમિમાં થઈ ગયેલા છે. એ રાજહંસોનાં ઉડ્ડયન છેક આત્મસાક્ષાત્કારના ઉચ્ચતમ શૃંગ સુધી હતાં. બ્રહ્મધામના વિહારી એ યોગસ્થ મરાલોના મધુર કલરવનો પ્રથમ ધ્વનિ ગુજરાતની કુંજેકુંજોમાં સંભળાયો હતો. અને ત્હેનો પ્રતિધ્વનિ આ ભૂમિમાં ઉઠેલો છે. એ યોગીજનોનાં વેદાન્ત વચનામૃત, કાવ્યો અને ભજનો આજે પણ ત્હેમના અસંખ્ય ભક્તોનાં લલકારે છે એટલુંજ નહિ, પણ સૌરષ્ટ્ર અને ગુજરાતના નિવાસી અનેક જનો એ બ્રહ્મનિષ્ઠ મહાત્માઓનાં શિષ્ય બનેલાં છે અને અત્યારે પણ ખંભાળીયામાં આવેલા ત્હેમના મનોહારિ મંદિરમાં સૌરાષ્ટ્ર અને ગુજરાતમાંથી અનેક ભક્તજનો

દર્શનાર્થે પધારે છે. આ ભૂમિના સંસ્કાર કવિના સૂક્ષ્મશરીરમાં ઉતર્યા: અને વેદાન્તજ્ઞાનની આછી પણ અપ્રતિમ છાયા ત્હેના જીવનમાં આવીર્ભાવ પામી? કવિના પ્રત્યેક કાવ્યમાં વેદાન્ત ભાવનાનું દર્શન થાય છે.

કુટુમ્બઃ—સ્વ૦ ગિરિધરલાલ એક ગરીબ ઉદીચ્ય બ્રાહ્મણ કુટુમ્બમાં જન્મ્યા હતા. રંકને ઘેર એ રત્ન હતું, અને ખંભાળીયાના ઝુંપડાની એ અણમોલ પ્રસાદી હતી. ત્હેના પિતા શ્રીમાન રેવાશંકર જીવરામ પંડ્યા ખંભાળીયાના ઉપર સૂચિત મંદિરના કારભારી હતા, અને માસિક રૂા. ૨૫) પચ્ચીસ જેટલી ટુંકી આવકથી કુટુંબ નિર્વાહ ચલાવતા.

સ્વ૦ સ્વામીશ્રી રણછોડદાસજીના સમયમાં બધો વખત તથા વર્તમાન સ્વામી શ્રી ઉદ્ધવદાસજી મહારાજના સમયમાં પણ થોડાં વર્ષો ત્હેમણે નોકરી બજાવી હતી. અત્યારે ન્હાની સરખી એક દુકાન માંડીને પોતાના કુટુમ્બનો નિર્વાહ ચલાવે છે રા. રેવાશંકર ભાઇના ચાર પુત્રો અને એક પુત્રી મળીને કુલ પાંચ સંતાન માંહેના ત્રીજા સંતાન રૂપે સ્વ. ગિરિધરલાલ હતા. સ્વ. ગિરિધરલાલનાં વૃદ્ધ માતાપિતા, ત્રણ ભાઇ* તથા એક બ્હેન હાલ વિદ્યમાન છે.

---

*સ્વ. ભાઇ ગિરિધરલાલનો મ્હોટો ભાઇ હાલ ગાયકવાડ સ્ટેટમાં ટુંક પગારથી શિક્ષકનું કામ કરે છે; એક ન્હાનો ભાઇ "શ્રી સાર્વજનિક વિદ્યાર્થી આશ્રમ જુનાગઢ" માં અંગ્રેજી બે ત્રણ ધોરણ ભણીને હાલ દુકાને બેસે છે. સૌથી ન્હાનોભાઇ વિદ્યાભ્યાસ કરે છે, તથા ત્હેનાં બ્હેન હાલ જોડીયામાં પોતાને સાસરે રહે છે.

વિદ્યાભ્યાસ: — સ્વ૦ ભાઇ ગિરિધરલાલનું અકિંચન કુટુમ્બ ત્હેના અભ્યાસ માટે કેટલું કરી શક્યું હોય તે સહજ કલ્પી શકાય તેમ છે કુટુમ્બ નિર્વાહ પણ બહુ કષ્ટે થઇ શકતો હોય, ત્યાં અભ્યાસનાં સાધનો તો હોયજ કયાંથી ? ભાઇ ગિરિધરલાલે ગુજરાતી બે ધોરણનો અભ્યાસ તો પોતાના વતનમાંજ કરેલો હતો ત્યાર પછી રા. રેવાશંકરભાઇએ ભાઇ ગિરિધરલાલને ત્હેના મામા સ્વ૦ માસ્તર ×કરસનજી રયાભજીને ત્યાં જૂનાગઢમાં મૂકેલા આ ગૃહસ્થની સ્થિતિ પણ સાધન સંપન્ન નહોતીજ. અનેક પ્રતિકૂલતાઓ વચ્ચે અને મામાશ્રીના કટુ શબ્દોના પ્રહારોની વચ્ચે સ્વ. ગિરિધરલાલનો અભ્યાસ ભકતરાજ નરસિંહ મહેતાના ગાડાની ગતિથી ગબડવા માંડયો.

---

×સ્વ૦ કરસનજી માસ્તરનો એક ન્હાનો પુત્ર પોતાની માતા સ્વર્ગવાસી થયા પછી રા. રેવાશંકરભાઇને ત્યાં રહેલો છે તે છોકરાની ( ચિ. હિમ્મતલાલની ) માતાએ પોતાના અવસાન સમયે સ્વ. ગિરિધરલાલને ટ્રસ્ટી તરીકે પોતાની લગભગ અઢી હજાર રૂપીઆની મિલકત ચી. હિમ્મતલાલની વતી સોંપેલી હતી. તે રકમ ભાઇ ગિરિધરલાલ કવિએ ચી. હિમ્મતલાલના નામથી મુંબઇમાં ગવર્નમેન્ટ બેંકમાં મૂકેલી હતી. પરંતુ, પાછળથી ભાઇ ગિરિધરલાલ સ્વર્ગવાસી થતાં, કવિના પિતાશ્રી રા. રેવાશંકરભાઇ ચી. હિમ્મતલાલની મિલકતના ટ્રસ્ટી બન્યા છે. તે મિલકત ચી. ભાઇ હિમ્મતલાલને ભવિષ્યમાં મળશે, એટલે ત્હેનો જીવનમાર્ગ સરલ અને સુખરૂપ બનશે. તેમ થવામાં પ્રભુ સહાયતા આપો !

અમુક પ્રાથમિક ધોરણ પસાર થયા પછી, ભાઇ ગિરિધરલાલના કોઇ ઉન્નત પ્રારબ્ધને યોગે તેના મામાશ્રીએ તેને ભાવે કે કભાવે ગીતાજીનું અધ્યયન કરાવવા માંડયું. એ શિશુવયના વિદ્યાર્થીએ ગીતાજીના કેટલાએક અધ્યાય કંઠસ્થ કરી નાંખ્યા. તેના જીવન વિકાસનું આ પણ એક ગુપ્ત કારણ હતું. પરંતુ. ક્રમે ક્રમે તેનાં મામીશ્રીનું શાસન અસહ્ય થઇ પડવાથી ભાઇ ગિરિધરલાલ પોતાના માતુશ્રીના રક્ષણતળે જૂદા રહ્યા. ધીમે ધીમે અભ્યાસનું ગાડું ગબડવા માંડયું. ત્હેનો અંગ્રેજી અભ્યાસ પણ શરૂ થયો. નિર્જનતામાં ખીલતા પુષ્પની પેઠે ત્હેનો બુદ્ધિ-વિકાસ અવિચ્છિન્ન થતો ગયો.

સ્વ. ભાઇ ગિરિધરલાલ અભ્યાસમાં કુશલ અને બુદ્ધિશાળી વિદ્યાર્થી ગણાતા બહુ ભાગે પોતાના ગાયકપણાને લઇને અભ્યાસમાં બહુજ અનિયમિત રહેતા. પરંતુ. પરીક્ષા પ્હેલાં એક બે અઠવાડિયામાં તો એટલો બધો શ્રમ કરતા કે પોતના નિર્બલ શરીર પ્રત્યે પણ બેદરકાર થઇ જતા. ઉપરા ઉપરી ઉજાગરા કરવા, વારંવાર ચાના ડોઝ લઇને અવિરામ વાંચ્યા કરવું અને તે સિવાય સંગીત ગાઇ ગાઇને કંઠને શ્રમિત કરી નાંખવો એ ત્હેને માટે તો સહજ હતું. તે એક બુદ્ધિમાન્ કુશલ અને ઉંચે નંબરે પાસ થનાર વિદ્યાર્થી હતા. પોતાના એ અનુકરણીય ગુણોને લઇને, પોતાની અસાધારણ હાડમારીઓ વચ્ચે પણ ધૈર્ય, ઉત્સાહ અને અડગ નિશ્ચયપૂર્વક પોતનો અભ્યાસ ચાલુ રાખ્યો અને **બી.એ.** ના કલાસ સૂધી પ્હોંચ્યા ભાઇ ગિરિધરલાલ ભાષાજ્ઞાનમાં પણ ઓછા ઉતરે તેમ ન

હતા. ગુજરાતી ભાષામાં કાવ્યો કે લેખો લખવા તે તો મ્હેનો વિષયજ હતો. ઉપરાંત, હિન્દી કે અંગ્રેજી કાવ્ય પણ કોઇવાર લખી નાંખતા. અંગ્રેજી ભાષા ઉપર પણ મ્હેનો ઘણોજ સારો કાબુ હતો. સંસ્કૃત ભાષાનું મ્હેનું જ્ઞાન એટલું તો સચોટ અને ઉચ્ચ પ્રકારનું હતું કે સંસ્કૃત ભાષામાં ઘણીવાર પોતે શ્લોક રચતા આ લેખકને પણ કાંઇક કાંઇક સાહિત્યનો અને ખાસ કરીને સંસ્કૃત વિષય પ્રત્યે શોખ હતો. તેથી અમે બંને નવીન શ્લોકો રચીને પરસ્પર દેખાડતા, અને સુધારો વધારો કરતા. ભાઇ ગિરિધરલાલે ગિરિનાર પર્વતના દૃશ્યનું વર્ણન સંસ્કૃત શ્લોકોમાં લખેલું હતું; પરંતુ, તે લુપ્ત થતાં આ કાવ્યો સાથે તે અહીં પ્રકટ કરી શકયો નથી, તો પણ અમારી પરસ્પરની મૈત્રીને ઉદ્દેશીને એક શ્લોક લખેલો મ્હેની પ્રથમ એક કડી મ્હને યાદ રહેલી છે તે નીચે પ્રમાણે પ્રકટ કરૂં છું.

"गिरिधरजयमल्लौ सुहृदौ जीणदुर्गे"

આ પ્રમાણે મ્હેને સાહિત્યના વિષય પ્રત્યે અપૂર્વ પ્રીતિ અને અનુરાગ હતાં. ખાસ કરીને મહાન્ લેખકોના અંગ્રેજી ગ્રન્થો કે સંસ્કૃત ગ્રન્થો ઉપરના ભાષ્યો બહુજ વાંચતા.

*સંગીતનો વિષય તો મ્હેનો પોતાનોજ હતો. એ વિષયનું જ્ઞાન મ્હેને શાસ્ત્રીય અને અસાધારણ હતું. પોતાની એ નૈપુ-

* સ્વ. કવિને સંગીતનું જ્ઞાન કેમ પ્રાપ્ત થયું, તે સંબંધમાં સવિસ્તર ઉલ્લેખ, મ્હેમના "રસતૃષા" એ કાવ્ય ઉપરની ટીકામાં કરવામાં આવેલો છે.

ગિક કલાથીજ પોતાની તદ્દન અકિંચન–દરિદ્ર સ્થિતિમાં પણ અનેક મિત્રો અને અધિકારી વર્ગની સહાયતા પ્રાપ્ત કરીને પોતાનો અભ્યાસ ચલાવતા. ઉપરાંત, પોતાના માતા પિતાને પણ આર્થિક સહાયતા મોકલતા, ટુંકામાં વિદ્યાર્થી અવસ્થામાંજ ત્હેને પ્રસિદ્ધિમાં લાવનાર, અનેક મિત્રો અને સ્નેહીઓને પ્રાપ્ત કરાવનાર તથા અભ્યાસ માટેનાં જોઈતાં સાધનો પ્રાપ્ત કરાવી આપનાર ત્હેનું સંગીત અને કાવ્યના વિષયનું અદ્ભૂત જ્ઞાનજ પ્રધાનભૂત હતું– ત્હેની એ ઇશ્વરદત્ત શકિતઓજ હતી.

પરંતુ, જેમ અનેક કવિઓ સારા વકતાઓ નથી હોઈ શકતા તેમ કવિ ગિરિધરલાલ પણ વકતા તરીકે લગભગ નિષ્ફલજ હતા. વકતૃત્વ શકિત તેની કેવલ સાધારણજ હતી. ભાષણ આપતાં તે અનેકવાર અચકાતા. એ વિષયમાં પોતે અપૂર્ણ છે, એમ ભાઈ ગિરિધરલાલ સ્વયં કબૂલ કરતા. તો પણ એટલું તો કહેવુંજ પડશે કે, ભાઈ ગિરિધરલાલે અનેક પ્રતિકૂલતાઓના અંધકારમાંથી ઉન્નતિના પ્રકાશ અને પ્રસિદ્ધિને પ્રાપ્ત કરનાર એક આદર્શ વિદ્યાર્થી–જીવનનું જવલંતદૃષ્ટાંત પૂરું પાડયું છે. અનેકરૂપે આત્મવિકાસને પ્રાપ્ત કરતાં કરતાં, ઘનપટલને વિખેરીને ઉજવલ પ્રકાશે પ્રકાશતા બાલસૂર્યની પેઠે, અનેક પ્રતિકૂલતાઓમાંથી પસાર થઇને બાવીસ વર્ષની વયે સિનિયર બી. એ. ના કલાસમાં પ્હોંચ્યા હતા.

"પુત્રનાં લક્ષણ પારણામાંથી વરતાય" એ કહેવત પ્રમાણે ભાઈ ગિરિધરલાલમાં પણ કેટલાએક અસામાન્ય

ઇશ્વરદત્ત શક્તિઓ હતી. જેમ સૂર્યદેવનાં દર્શન થતાં પ્હેલાં, ત્હેનો છડીદાર અરુણ જેમ આગળ આવીને છડી પુકારે છે તેમ, કવિતા દેવીના પધારવા પ્હેલાં ચિત્રકલા જેવી કોઇ મૃદુ કલા ત્હેની પરિચારિકા રૂપે પ્રત્યક્ષ થાય છે. ભાઇ ગિરિધરલાલને પણ બાલ્યાવસ્થાથીજ ચિત્રકલાનો ઘણો શોખ હતો. તે કંઇ કંઇ પ્રકારના ચિત્રોનો સંગ્રહ કરીને દીવાલોને અલંકૃત કરતા. અને વિવિધ રંગોથી કંઇ કંઇ ચિત્રો પોતાની સહજ બુદ્ધિથી આલેખતા. આ ઉલ્લેખની સાક્ષીરૂપે, શ્રી ખંભાળીયા ગામની બ્હાર આવેલા એક શિવાલયની દિવાલો ઉપર ત્હેણે ચિત્રેલાં ચિત્રો તથા એક રથની આકૃતિમાં સ્વહસ્તે લખેલા પોતાના નામાક્ષરો પણ વિદ્યમાન છે, ત્યાર પછી ત્હેની આઠેક વર્ષની વયેજ **કવિતા દેવીએ** ત્હેની જિહ્વાના અગ્ર ભાગે નિવાસ કર્યો. કવિતાનો પ્રારંભ શી રીતે થયો એ વાર્તા સહુ કોઇને આનંદ દાયક લાગશે. એકવાર કવિએ પોતાની એ શિશુવયે, એક કૂતરા ઉપર સ્વારી કરી હતી. પણ તે શ્વાનમહાશય તો જોઇએ તેવી શાન્ત પ્રકૃતિના ન હોવાથી, તત્ક્ષણ ક્રોધાયમાન થઇને કવિના નાક ઉપર બટકું ભર્યું અને કવિના એ બાલપરાક્રમને અમર કરવા માટે નાસીકા ઉપર એક કીર્તિલેખ લખ્યો [ કવિના નાક ઉપરનો એ ઉઝરડો કવિની મ્હોટી વયમાંયે ભૂસાયો ન્હોતો ] તેજ સમયે કવિના મુખમાંથી કવિતા એકાએક જન્મ પામી. કેમકે એ પ્રસંગને ઉદ્દેશીને એક ન્હાનકડી કવિતા કવિએ નીચે પ્રમાણે સહજ લખી નાંખેલી.

## (દોહરો.)

"કરડયું કૂતરૂં નાક પર, મટ્યું પછી ત્રણ માસ;
ગિરિધરની ન્હાની વયે, બની બીના એ ખાસ."

કવિની કવિતાનો આ વિચિત્ર પ્રારંભ.

### કવિની આ લેખક સાથેની મૈત્રી.

અમારી બે મિત્રો વચ્ચેની મૈત્રી ઘણીજ સુંદર, અભિન્ન અને અવિચ્છિન્ન હતી. ઈ.સ. ૧૯૧૪ માં હું જ્યારે જુનાગઢની શ્રી બહાઉદ્દિન કોલેજમાં અભ્યાસ કરવા આવ્યો હતો ત્યારથી તે કવિના અવસાન પર્યંત અવિચ્છિન્ન ૭ વર્ષ સુધી એક રંગી રહી હતી. આ મૈત્રી કેમ ઉપસ્થિત થઇ તે જાણતાં વાચકને જરા હસવું આવે તો તેમાં મ્હારી લેખિની દોષને પાત્ર નહિ ગણાય! ભાઇ ગિરિધરલાલ કેવી કંગાલ અને દીન સ્થિતિમાં વિદ્યાભ્યાસ કરતા હતા તે તો વાચકને વિદિત છેજ. પરંતુ, આ સેવકની દશા પણ કવિની દશાને ભુલાવે તેવીજ હતી. હું તે સમયે, દર મહિને ૭ આનાના ભાડાની કોટડીમાં રહેતો હતો. સૂવા માટે બે ગોદડાં એક ન્હાનકડી પેટી અને થોડાં ઘણાં પુસ્તકો અને એક પાણીનું માટલું—એ મ્હારો સમૃદ્ધ ભંડાર હતો. અને કુબેરના અક્ષય્ય ભંડારની પેઠે એ પેટીમાં કેળાં અને મગફળી રહેતાં; કે જે વડે મિત્રો અને સ્નેહીઓનું આતિથ્ય કરી શકું. પંચહાટડીમાં આવેલી એક વીશીમાં હું જમતો. કવિ ગિરિધરલાલ પણ એજ વીશીમાં જમવા આવતા, પ્રથમ તો અમે બંને

પરસ્પર અપરિચિતજ હતા. ભાઇ ગિરિધરલાલ વીશીમાં જમવા આવતા સકલ જનમંડલમાં સંગીત અને કવિતા–એ બે મહાન્ નૈસર્ગિક શક્તિઓથી પ્રસિદ્ધ હતા. કવિને અનેક મિત્રો હતા. અને સૌ પોતાના વ્હાલા 'કવિ' ને થોડા થોડા પૈસાની નિવાજેશ કરતા એટલે કવિ પણ પોતાના બીજા સાથીઓ જોડે ઘી, દૂધ, બાસુંદી અને શિખંડની મિજમાનીઓ અનેક વાર ઉડાવતા, હું યે વીશીમાં ઓછો પ્રસિદ્ધ ન્હોતો, કેમકે હું ખોજા જ્ઞાતિનો હોઇને–શરીરથી હિન્દુ ન્હોતો તેથી–મ્હને તો સર્વથી દૂર પડીઆ પાતરોના ઢગલા પાસે એકાન્ત આસન મળતું. દ્રવ્યસંકોચને લઇને તથા મ્હારી રસવૃત્તિ બીજાઓના જેવી તીવ્ર ન હોવાથી મ્હારે તો હમેશા એની એ દાળ રોટલીજ હતી. મ્હારા એકાન્ત જૂદા આસનને લઇને, મ્હારા મૌનપરાયણ સ્વભાવને લઇને તથા સંયમિત આહાર વિહારથી ભાઇ ગિરિધરલાલની ચકોર બુદ્ધિ જાગૃત થઇ! મ્હારી તરફ ત્હેનું ધ્યાન ખેંચયું. વિના પરિચયે અમે પરસ્પરને ઓળખ્યા, જાણે અમારી યુગ યુગની પુરાણી મૈત્રી પુનઃ આવીર્ભાવ પામી; અર્થાત્ કેમ જાણે બે સજાતીય વ્યક્તિઓ વચ્ચેનો કોઇ નૂતન પ્રકારનો ચક્ષુ–રાગ અમારી બે મિત્રોની વચ્ચે ઉત્પન્ન થયો ન હોય?! મ્હારા પરિચયમાં આવ્યા પછી ભાઇ ગિરિધરલાલ પોતાની એ ટેવોથી શરમાવા લાગ્યા. ભાઇ ગિરિધરલાલ પોતે તો સ્વભાવથી ઉન્નત અને વિચારશીલ આત્મા હતા; પરંતુ ન્હાની વયથીજ કેટલાએક સ્વચ્છંદી દોસ્તારોના સંગથી ત્હેને આ કુટેવો પડેલી હતી. ત્હેને ચ્હાની હોટલોમાં જવાની પણ ટેવ પડેલી હતી.

ગુપ્તપણે તે ×બીડીઓ પણ પીતા, ક્વ્હારેક તો સીગારેટનો દમ પણ ખેંચી કહાઢતા. હું જ્હારે બજારમાં નીકળતો ત્યારે ભાઇ ગિરિધરલાલ મ્હને જોઇને શરમાતા અને હોટલમાં જતા અટકતા કે એક તરફ સંતાઇ જતા. કેટલોએક સમય આ પ્રમાણે ચાલ્યા પછી, ભાઇ ગિરિધરલાલ એક વાર મ્હારી સાથે મ્હારી ઓરડીએ આવ્યા, ત્હેણે પોતાની આ ન્હાની ન્હાની સર્વ ભૂલો પ્રકટ કરી અને ખૂબ પશ્ચાત્તાપ કર્યો. ત્યારપછી ક્રમે ક્રમે ભાઇ ગિરિધરલાલ મ્હારા સ્વભાવથી સારી રીતે પરિચિત થયા પછી મ્હારા પરમ મિત્ર બન્યા. ધીમે ધીમે ત્હેનાં સર્વ વ્યસનો દૂર થયેલાં. પરંતુ ચ્હાનું વ્યસન તો કાયમ રહેલું. એ વ્યસન તો ત્હેને એટલું હડહડતું હતું કે, પોતાના લગ્ન પ્રસંગે, વરઘોડે ચ્હડતાં પ્હેલાંયે **ચ્હા-દેવીનું** પ્રથમ આરાધન કર્યું હતું. ચ્હા પીવાની એ અતિશય ટેવને લઇનેજ ત્હેનું શરીર ક્ષીણ થયું હતું.

**—કેટલાએક પ્રસંગો:—**

ત્હેની કૌટુંબિક પરિસ્થિતિઓ કેટલી પામર હતી, તે આગળ કહેવામાં આવેલું છે, એટલે તે સંબંધમાં અહીં વિશેષ કહેવાની જરૂર નથી તોપણ ત્હેની એ વિષય પરિસ્થિતિઓને પ્રકટ કરનાર કેટલાએક પ્રસંગોનો ઉલ્લેખ અહીં કરીશ તો તે અસ્થાને નહિ ગણાય. ભાઇ ગિરિધરલાલ નિરંતર આર્થિક

---

× અંગ્રેજી ભણતા વિદ્યાર્થીઓમાં આ ધર્મધ્વંસી દોષ તો બહુજ સામાન્ય હોય છે. અને તે દોષ આપણા પ્રિય કવિમાં પણ ઉતર્યો હતો.

મુશ્કેલીઓમાં સપડતા અને ઘણીવાર તો ત્હેને ઉત્કટ નિરાશા અને અશ્રદ્ધા ઉત્પન્ન થતી. હું હમેશા માનતો કે, ગરીબાઇ તો મનુષ્યના મનુષ્યત્વનો વિકાસ કરનારી મહાન્ સહાયક દેવી છે. પરંતુ ભાઇ ગિરિધરલાલ પોતાના કટુ સ્વાનુભવથી બોલી ઉઠતા કે ગરીબાઇ તો મનુષ્ય–શક્તિઓને કુંઠિત કરનાર–ઉચ્છેદ કરનાર ઘોર રાક્ષસી છે. અને અંગ્રેજ કવિ ગ્રેની કવિતામાંથી " Chill penury repressed their noble rage; And froze the genial current of the soul. " એ શબ્દો ટાંકી પોતાના વિચારોનું સમર્થન કરતા એક પ્રસંગ મ્હને અત્યારે બરોબર યાદ આવે છે હું એકવાર આશ્રમના ફંડ માટે મુંબઇ ગયેલો હતો. ભાઇ ગિરિધરલાલ પણ પોતાના કુટુંબ અર્થે તથા પોતાના અભ્યાસમાં જોઇતી સહાયતા પ્રાપ્ત કરવા માટે મુંબઇ આવી પ્હોંચેલા અગે બંને મિત્રો મળ્યા અમે બંને સાહિત્યના પૂજારી સ્વ. શ્રીમાન્ કુમારશ્રી *ગુમાનસિંહજી ભાઇ પાસે ગયા. તેઓશ્રી તે સમયે ઉન્હાળામાં હવા ખાવા માટે વાલુકેશ્વર ઉપરના એક બંગલામાં રહેતા હતા. તેઓશ્રીએ અમને બંને મિત્રોને પ્રેમપૂર્વક પોતાના પ્રાસાદમાં રાખ્યા. ભાઇ ગિરિધરલાલના સ્વરચિત કાવ્યો અને સંગીત સાંભળી તેઓશ્રી બહુજ પ્રસન્ન થયેલા, અને અમને બંનેને દ્રવ્ય તથા વસ્ત્રની ભેટ આપી એકવાર અમે બંને જણા વાલુકેશ્વરથી

---

* શ્રીમાન્ ન્હાનાલાલ દલપતરામ કવીને લઇને, તેઓશ્રી સાથે મ્હારે ઘણોજ સારો પરીચય હતો–તેઓશ્રી મ્હારી પ્રત્યે સહાનુભૂતી દર્શાવતા.

છેક **પાયધુની** સુધી ગ્રીષ્મના પ્રચંડ તાપથી તપ્ત થયેલી સડક ઉપર ઉઘાડે પગે સુસવાટી કરતા આવતા હતા, ત્યારે ભાઇ ગિરિધરલાલે પોતાની ગરીબાઇ પ્રત્યે અત્યંત નિરાશા પ્રકટ કરી આ સતત હાડમારીઓને લઇને ત્હેના શરીર ઉપર પણ અત્યંત ખેદજનક અસર થયેલી હતી. તે સંબંધી એક ઉપ-પ્રસંગ પણ અહીં પ્રકટ કરૂં છું. વા કેશ્વરથી નીકળીને અમે **વીરમીસટ્રીના** લોકપ્રીય નિયંતા રા. **હાજી મહમદભાઈ** પાસે ગયેલા તે ઉદાર સજ્જને ભાઇ ગિરિધરલાલ માટે અત્યંત સ્નેહભરી લાગણી પ્રકટ કરી, થોડી ઘણી સહાયતા પણ આપી; અને કવિના દુર્લભ શરીર પ્રત્યે કરૂણા દર્શાવતા દર્શાવતા ત્હેમણે મ્હને ઉદેશીને કહ્યું કે ' અરે ! આ કવિને ત્હમે સંભાળજો ! રખેને એના અમૂલ્ય જીવનને ખોઇ બેસતા ! ત્હેના શરીરની દુર્બલતા બહુજ ગંભીર છે. મનોરંજન કાવ્યો અને આલ્હાદકારી સંગીતની પ્રસાદીનો લાભ ગુજરાત રખેને ખોઇ બેસેને !" અન્તે તો એ કવિપણ મર્ત્ય લોકને ત્યજીને ગયો, અને એ કવી પ્રત્યે પ્રેમ અને કરૂણા દર્શાવનાર સહૃદય **હાજી મહમદભાઇ** પણ ગયા !!

ભાઇ ગિરિધરલાલ પોતાનાં માતા પિતા પ્રત્યે ભકિતમાન હોઇને ત્હેમની સેવા કરવાની એક પણ તક ચુકતા નહી પોતાના એ દૈવી સ્વભાવને લઇને, પોતાના અભ્યાસ માટેનાં સાધનો પ્રાપ્ત કરવા ઉપરાંત, પોતાના કુટુમ્બ અર્થે પણ તેને આર્થિક સહાયતા પ્રાપ્ત કરવાની જરૂર રહેતી એ ઉદેશથી તે અનેકવાર રાજકોટ, જામનગર મુંબઇ આદિ અનેક સ્થળો·

માં પોતાની રજાઓ દરમ્યાન જતા, અને પોતાનાં કાવ્યો અને સંગીતથી મુગ્ધ અને પ્રસન્ન થનાર સ્નેહીઓ પાસેથી આર્થિક સહાયતા પ્રાપ્ત કરતા. તેમાંથી થોડી રકમ પોતે રાખીને બાકીની ત્હેના કુટુંબ માટે મોકલી આપતા.

મ્હારે સત્યની ખાતર કહેવું જોઇએ કે, આ સેવકને તો કવિ પ્રત્યે, ત્હેની અદ્દભુત કાવ્યશકિત મુગ્ધ કરનારું ત્હેનું સંગીત, તથા ત્હેના પ્રેમાળ સરલ અને નિર્મળ સ્વભાવને લઇને પ્રેમ, મોહ અને પક્ષપાત હતો. ઘણીવાર એવું થતું કે, હું કષ્ટ ભોગવીને પણ ત્હેને જોઇતા પૈસા આપી દેતો. મારા વિદ્યાર્થી-જીવનમાં મ્હારા નિર્વાહ અર્થે, શ્રી આણંદની ચરોત્તર એજ્યુકેશન સોસાઇટીના નિયંતા મહાનુભાવ શ્રી મોતીભાઇ નરસિંહભાઇ અમીન તરફથી મ્હને માસિક રૂ. ૧૦) જેટલી સહાયતા મળતી. એકવાર મ્હારી ઉપર રૂ. ૪૦) નો મનિઓર્ડર આવેલો, તે સમયેજ ભાઇ ગિરિધરલાલ મ્હારી પાસે આવ્યા અને પોતાના કુટુમ્બની પ્રતિકૂલ સ્થિતિ વિષે મ્હને જણાવ્યું. મ્હને કવિ પ્રત્યે એટલો ગાઢ સ્નેહ અને અનુરાગ હતાં કે, ત્હેની માગણી ને હું કદાપી ઠેલી શકતો નહી તેથી મ્હેં કશું રાખ્યા વિના રૂ. ૪૦)ની રકમ કવિને આપી દીધી. તે સિવાય, મુંબઇ, અમદાવાદ રાજકોટ વગેરે સ્થળોમાંથી પણ મ્હારા સ્નેહીઓ પાસેથી બની શકે તેટલી સહાયતા હું ત્હેને અપાવતો મ્હારાં પુસ્તકો અને વસ્ત્રો માં પણ ત્હેનો રીતસર ભાગ હોયજ. મ્હારૂં એકાદ પુસ્તક કે બીજી કોઇ વસ્તુ ન મળે તો મ્હારે સ્હમજી લેવું પડતું કે "આપણા ગિરિધરભાઇ તે લઇ ગયા

હશે ! બીજું કોણ લઇ શકે ?" આશ્રમ સ્થાપિત થયા પછી પણ સતત્ મ્હારાથી બનતી સર્વ પ્રકારની સહાયતા આપતો. ભાઇ ગિરિધરલાલ પછીથી થોડો સમય પોતાના ન્હાનાભાઇ સાથે મ્હારી પાસે આશ્રમમાં પણ રહ્યા હતા.

ઉપર પ્રકટ કરેલા સંયોગો ઉપરથી તો સહજ સ્હમજી શકાશે કે ભાઇ ગિધિરલાલ એક તદ્દન અકિંચન અને સાધન-હીન વિદ્યાર્થી હતા. પરંતુ તેમ છતાં ત્હેનું મન દરિદ્ર ન્હોતું જ. ગરીબો પ્રત્યે ત્હેનું અંતઃકરણ નિરંતર દ્રવિત રહેતું. અને કોઇ કોઇ પ્રસંગે અન્ય ને સહાયભૂત થવાનું ચૂકતા નહિ. કોઇ વાર તો પોતે દાનિક હોય તેમ નિષ્કંટક અને મસ્ત જેવા બની જતા, અને વૈભવનો રસ પણ ચાખી લેતા. એ સહજ છે કે ભાવના સંપન્ન વ્યક્તિ કદાપિ મધ્યસ્થ દશાને જાળવી શકતી નથી. કદાચિત્ તેઓ બહુજ કંગાલ દશામાં દેખાય છે, તો કદાચિત્ તેઓ સાધન સંપન્ન દશામાં પ્રવર્તે છે. કેમકે, ત્હેમની ભાવનાઓનાં ત્રાજવાં એટલાં તો સૂક્ષ્મ હોય છે કે, તે કયે વખતે કઇ બાજુએ નમી જશે તે કહી શકાતું નથી. કવિ ગોલ્ડસ્મિથની પેઠે કવિની દશા પણ કોઇ વાર થઇ પડતી. ક્યારેક તો ઉછીના રૂપિઆ લઇને પણ કવિ સુંદર કપડાં બુટ અને મોજાં પ્હેરીને પોતાની વિલાસમય ઊર્મિને તૃપ્ત કરી કહાડતા અને કોઇ વાર તો સ્વામીશ્રી વિવેકાનંદજીના વિશ્વમોહક સૌંદર્ય અને છટાનું અનુકરણ કરીને મસ્ત બની મ્હાલતા. ક્યહારેક તો પોતે વિચાર ભ્રાન્તિમાં પણ પડી જતા અને કહેતા કે " વિલાસમય ઇચ્છાઓને તૃપ્ત કર્યા વિના

વૈરાગ્ય તરફ જઇ શકાયજ નહિ” આ સંબંધમાં અમારે બંનેને વિચાર ભિન્નતા રહેતી એક વાર કવિ મ્હારી પાસે આવેલા અને પોતાના કુટુમ્બની અત્યંત દરિદ્ર સ્થિતિનું વર્ણન કરી, રૂા ૨૫) કુટુમ્બ માટે લઇ ગયા ! કવિએ એ રકમનો શો ઉપયોગ કર્યો ? કુટુંબ પ્રત્યેની લાગણીને ત્હેની કોઇ વિલાસમય ભાવનાએ પરાજીત કરી કુટુમ્બની દશાને કવિ ઘડીભર વિસર્યા, અને વિલાસી ઇચ્છાને તૃપ્ત કરી કવિએ એ રકમમાંથી નવો પેશાક શીવડાવ્યો, નવા બુટ ખરીદ્યા, નવા સાફા રંગાવ્યા; અને એ રકમને એકજ દિવસમાં ઠેકાણે પાડી દીધી. બીજે દીવસે કવિ ભભકાર વેશમાં કોઇ અજબ ધૂનમાં મ્હારી પાસે આવ્યા. ત્હેના નયનોમાં પ્રેમ, શરમ અને ભયનાં અશ્રુ આવી ગયાં. મ્હેં ત્હેમને ઠપકો આપ્યો, ત્હેની સ્થિતિ વિશે યથાશકિત ભાન કરાવ્યું; એટલે કવિ મ્હારી પાસે નિર્દોષ-ભાવે રોઇ પડયા અને પોતાની ભૂલ માટે પશ્ચાતાપ કર્યો. અહીં ત્હેની કવિ હૃદયની નિરંકુશતા, છતાં નિર્દોષતા પ્રતીત થતી. કવિ સામાન્ય રીતે બહુજ સાદા જીવનમાં રહેતા છતાં કોઇ કોઇ વાર ખાવા પીવામાં કે પોશાકમાં તદ્દન અનિયંત્રિત થઇ જતા. પરંતુ, કવિ પોતે બુદ્ધિમાન્ અને વિચારશીલ હોઇને પોતાની ભૂલોને સ્હમજતા અને થયેલી ભૂલો માટે પશ્ચાત્તાપ પણ કરતાં આવા કેટલાએક અપવાદ સિવાય ત્હેનું જીવન-અત્યંત સાદું, પ્રેમાળ, મધુર, ચિંતનપરાયણ અને કાવ્ય ગુંજનથી આહલાદકારી ગંભિર હતું.



## —કવિનું સાક્ષર જીવન તથા ત્હેના હૃદયગત ગુણો

સ્વ. ભાઇ ગિરિધરલાલનું હૃદય ઘણુંજ નિર્ભય સરલ તથા દયા, પ્રેમભક્તિ અને સ્વદેશાભિમાન આદિ અનેક પવિત્ર લાગણીઓથી ભરપૂર હતું. તેને ગરીબો પ્રત્યે બહુજ દયા, મિત્રો અને સ્નેહીજનો પ્રત્યે વિશુદ્ધ પ્રેમ; અને જ્ઞાનવાન્ આત્માઓ કે સાધુસંતો પ્રત્યે અપૂર્વ પૂજ્યભાવ ભક્તિભાવ હતો. ટૂંકામાં તેનામાં અનેક દૈવી ગુણોનો વાસ હતો. અને તે તેનાં કાવ્યોમાં અખંડિતપણે પ્રતિબિંબિત થયેલા સર્વ કોઇને પ્રતીત થશે. જેમ માનસરોવરમાં અનેક હંસ શોભી રહેલા હોય છે તેમ કવિના માનસ–સરોવરમાં પણ અનેક કાવ્ય-કલ્પનાઓના હંસો વિવિધ સૃષ્ટિઓમાં ઉડી રહેતા. ત્હેનું જીવન અનેક ઉન્નત ભાવોથી ભરપૂર અને ઉત્સાહથી ઉછળતું હતું. તેમ છતાં, તેમનામાં મનુષ્ય તરીકેની કેટલીએક ત્રૂટિઓ હતીજ ત્હેનું મનોમય આકાશ સદાને માટે અપ્તરંગી રહેતું, એકે સંકલ્પ તેનો સ્થિર ન્હોતો કયારેક તેને મહાન્ કવિ કે સંગીતકાર થવાની સ્પૃહા રહેતી તો કયારેક બ્રહ્મવિદ્યામાં સુસ્થિર બની સંગીતદ્વારા આત્મસાક્ષાત્કાર સિદ્ધ કરવાની પરમ મહોજ્જ્વલ આકાંક્ષા સ્ફુરતીઃ અને કોઇ કોઇ વાર તો ત્હેને મ્હોટા પગારની નોકરી મેળવીને આર્થિક સાધનોની પ્રાપ્તિદ્વારા સર્વ કુટુંબીઓની સેવા કરવાની ઇચ્છા થતી. કોઇવાર જપાન જેવાં દુરના સ્થળોમાં જઇને વ્યાપારમાં ખુબ કમાઇને કુટુમ્બને સુખી કરવું એવો વિચાર આવતો; અને કોઇવાર તો મહાન્

દેશભક્ત થવાની સંપૂર્ણ સ્પૃહા ત્હેને થતી. વળી ક્‌યહારેક, એક આદર્શ ગૃહસ્થી થવાની, તો ક્‌યહારેક એક આદર્શ સંન્યાસી થવાની અભિલાષા રહેતી. એક તરુણ વયના મહત્વાકાંક્ષી અને ભાવનાસંપન્ન કવિ હૃદયને આવી ઉન્નત અને અનિશ્ચિત કલ્પનાઓ સ્ફુરે એ તદ્દન સ્વાભાવિક છે! આમ કંઇ કંઇ અમરંગી ઇચ્છાઓનાં અભ્ર ત્હેના હૃદયાકાશમાં ચ્હડી આવતાં, અને ત્હેની છાયા કવિના મુખ ઉપર પ્રતિબિંબિત થતી. વળી કોઇ કોઇ વાર હૃદયમાં ચાલતાં દૈવી અને આસુરી સંપત્તિનાં યુદ્ધોને, ત્હેના વદન ઉપર પડતી ગંભિર છાયા અને નેત્રોના આર્દ્ર પ્રકાશ પ્રકટ કરતા. ભાઇ ગિરિધરલાલ બહુ ભાગે તો ગંભિર, ખિન્ન અને મૌન દેખાતા. વિચારોની ધૂન સતત્ રહેતી હોય તેમ ત્હેનાં સ્તિમિત નયનો, ઉંચી ચ્હડેલી ભ્રુકૂટિ અને વિશાલભાલમાં પડતી રેખાઓ કહી આપતી. હાલતાં ચાલતાં ત્હેના મુખમાં કાવ્યગુંજન થયાં કરતું. કોઇ અપરિચિત મનુષ્ય પણ ત્હેને જોઇને કહી શકે કે એ કોઇ ગાયક, કવિ કે ચિન્તન-પરાયણ આત્મા હશે. ત્હેને સામાન્ય રમત ગમતનાં સુખો કદાપિ પ્રિય ન્હોતાં; તેથી ટેનિસ, ક્રિકેટ કે એવી રમત ગમતનાં સ્થળોમાં કવિ ભાગ્યેજ દ્રષ્ટિગોચર થતા. સાધારણ રીતે ત્હેની આ આર્દ્ર અને સુકોમલ ભાવનાઓની છાયા ત્હેના પ્રત્યેક કાવ્યમાં પડેલી છે. કોઇ કોઇ વાર અત્યંત આર્દ્ર બની જઇને કરુણ સ્વરે કવિતા પ્રવાહને એકાન્તમાં ઉચ્ચસ્વરે ઝીલતા. કોઇ કોઇ વાર ત્હેની આન્તર્વેદના પણ અતીવ દારુણ અને હૃદયભેદક હતી, ત્હેની સાક્ષી, ત્હેનો નીચેનો હૃદય-ઉદ્દ્‌ગાર સચ્ચોટપણે પૂરે છે.

"રોનારને રાખી સદા ડૂબેલ અશ્રુ સાગરે,
ઓ ક્રૂર કિસ્મત! ક્યાં સૂધી રે ક્યાં સૂધી ત્હું હસ્યા કરે;

× × × ×

"ઘડી કૈંક ગઈ દિવસો ગયા, માસો ગયા, વર્ષો ગયાં,
ભાંગી જીગર–ચક્કી! હજુ શું પીસણાં બાકી રહ્યાં?"

× × × × ×

એક તરફથી કવિના જીવનમાં કોઇ વિશાલ અને અધ્યાત્મ જીવનની અપ્રતિમ દૈવી કલ્પનાઓ ઉઠતી અને, બીજી તરફથી પોતાની કૌટુમ્બિક દરિદ્રતા, અભ્યાસનાં સાધનોની પ્રતિકૂલતા, અને માયિક પ્રલોભનોની ક્રૂર જ્વાલાઓ ત્હેના હૃદયને આવરી રહેતી. આવાં સતત્ માનસિક યુદ્ધોને પરિણામે હૃદયની ખિન્નતા સહજ ત્હેના મુખપર પ્રકટ થઇ જતી. અને એજ ક્રૂર કસોટીઓના હલ્લાથીજ ત્હેના દેહની ક્ષીણતા ઉત્તરોત્તર વધતી જતી. આવી હૃદયભેદક–તીવ્ર વેદનાઓને પરિણામે, ત્હેનું અંતર્ અત્યંત દયાર્દ્ર, પરમ સુકોમલ, અને ભક્તિભાવથી પ્રપૂર્ણ બનેલું રહેતું. ત્હેની એ દશામાં પણ, કોઇ પણ સ્નેહી હૃદય મળે તો સહજ ત્હેનું વદન પ્રેમમય સ્મિતથી મલકાઇ રહેતું. ત્હેના સ્વભાવમાં સરલતા, પ્રેમાળતા, અને ભક્તિમયતા નિરન્તર પ્રતીત થતી. એટલુંજ નહિ પણ, ક્‌હારેક તો એક પવિત્ર કુમારિકાની નિર્દોષતા અને શરમાળતા પણ કવિના સ્વભાવમાં પ્રકટ થતી; અને તે ત્હેના હૃદયમાં રહેલા નિર્દોષ અને સુકુમાર ભાવોનું દર્શન કરાવતી. કવિના આ ગુણને લઇનેજ, ત્હેણે પોતાના વતનમાં પોતાના કુટુમ્બીઓને કે ગ્રામવાસી જનોને

પોતાના સંગીતદ્વારા હૃદયતૃપ્તિ અર્પી હોય એવી ઘડી તો વિરલજ હશે. પોતાના વતનમાં તો પોતે અદ્દભુત મૌનજ રાખતા છતાં, ત્હેનું હૃદય એટલું તો પ્રેમાર્દ્ર હતું, કે સર્વ પ્રત્યે ત્હેનો પ્રેમ હતો; અને સૌ ત્હેની પ્રત્યે પ્રેમ રાખતા. ત્હેની સાક્ષી રૂપે, પ્રેમની અડોલ ધૂનમાં એ પ્રેમી હૃદયમાંથી પ્રેમનું રસ નિર્ઝરતું સંગીત દ્રવી ઉઠે છે કે,

"પ્રેમ સિન્ધુમાં ઝૂલતાં પ્રેમી કોમલ ઉર,
નસે નસે વહતું અહો! પ્રેમ સુધાનું પૂર;
× × ×
પ્રેમોર્મિઓ ઉછળે, પ્રેમે થાવું લીન,
પ્રેમ દ્રષ્ટિથી દેખવું, સર્વે એક અભિન્ન"
× × ×

તેવીજ રીતે કવિ કયારેક પ્રભુમાં તન્મય બનીને ભક્તિના પાવનકારિ પ્રવાહમાં, પોતાનું દેહભાન પણ જાણે વિસરાઇ જતું હોય તેવી પ્રગાઢ તલ્લીનતામાં ગુંજી ઉઠે છે કે,

"હે! હરિ શિશ ધર્યું ત્હમ ચરણે આવી શરણે"
" પ્રભો! લ્હું મ્હારૂં જીવન લઈ લે,
" પ્રેરો! અભિન્ન ત્વન્મય કરણે;
" હૃદય આ સોંપ્યું આપને હાથે,
" પાવન કરો! વિશુદ્ધિ–ઝરણે,
" જીવન નૌકા ડૂબવા લાગી,
" સ્હાય થજો! પ્રભુ! આ ભવ તરણે!"
× × ×

આ પ્રમાણે કરૂણા, દયા, પ્રેમ, ભક્તિ અને મૃદુતા એ ત્હેના સ્વભાવનાં પ્રધાન ગુણો હતા. કોઇ કોઇ વાર તો ત્હેની નિરાશા અને ખિન્નતા એટલી તો પ્રબળ થઇ જતી કે, એકાન્તમાં રુદન કરવું, કે ઉચ્ચ પ્રલાપે કાવ્યોને ગાવાં એ ત્હેની સહજ દશા થઇ પડતી. ત્હેની એ રુદનમય છાયા નીચેના કાવ્યમાં સુવ્યકત થાય છે.

" કહે ત્હું મ્હને હે, પ્રિય હૃદય ! એવું ત્હને શું થાય છે ?
જેથી ઘડી ઘડી રમતમાં રોવાઇ આમ જવાઇ છે ?

× × ×

" કરવા પ્રસન્ન ત્હને પહેરાવું હું માલા પુષ્પની,
" તે તું જ ઉંડા નિઃશ્વાસના અગ્નિથી કરમાઇ જતી.

× × × ×

" રસહીન દેશ તણા પ્રવાસી સમ ઉદાસી થઇ જતું,
" કહે તું મ્હને પૂર્વે કયા રસદેશનું વાસી હતું !

× × × ×

આ અને બીજાં કાવ્યો પણ ત્હેના હૃદયની પરમ ઉન્નત અને આર્દ્ર હૃદયની ઝાંખી કરાવે છે.

ભાઇ ગિરિધરલાલને અધ્યાત્મજ્ઞાનના વિષય પ્રત્યે સંપૂર્ણ અનુરાગ અને સ્વાભાવિક પ્રેમ હતો. ત્હેનું મુખ્ય કારણ તો એ હતું કે, ત્હેના સ્વ. મામાશ્રીએ ત્હેને ઇચ્છાએ કે અનિચ્છાએ ત્હેની શિશુવયમાં ગીતાનું અધ્યયન કરાવ્યું હતું. એ નિગૂઢ સંસ્કારો કવિમાં શાશ્વત રહ્યા. ભવિષ્યમાં પણ અધ્યાત્મજ્ઞાનમાં

પારંગત થવું એ ત્હેની સહજ અભિલાશા હતી. એટલુંજ નહિ પણ, એ સંસ્કારજન્ય વૈરાગ્યવૃત્તિને લઇને ત્હેને પ્રથમ તો વિવાહિત જીવનમાં પડવાની ઇચ્છા પણ ન્હોતી. આવી સહજ વૈરાગ્યવૃત્તિને લઇને શ્રી રામકૃષ્ણ પરંમહંસ, સ્વામીશ્રી રામ- તીર્થજી, સ્વામીશ્રી વિવેકાનંદજી આદિ અનેક બ્રહ્મનિષ્ઠ મહાત્માઓનાં વચનામૃતો અને ઉપદેશોનો ખાસ અભ્યાસ કરતા. એટલુંજ નહિ પણ, પોતાને રહેવાની ઓરડીમાં પણ એ મહાત્માઓનાં ફોટાઓને રાખતા. કોઇ કોઇવાર તો કવિ ભકિત- ભાવથી પ્રસન્ન બની જઇને શ્રી રામકૃષ્ણદેવની મૂર્તિને પુષ્પના હાર ચ્હડાવતા, અને પ્રેમાશ્રુના અર્ધ્યથી પુનઃ પુનઃ વંદન કરતા. તેજ પ્રમાણે કવિએ પોતાના વતનમાં પોતાના ઘરમાં પણ એજ મહાત્માઓની પ્રતિમાઓને પધરાવેલી છે, અને અત્યારે પણ કવિના આ દૈવી ગુણોને સ્મરાવતી રહેલી છે. એકવાર તો કવિએ જૂનાગઢની બહાર આવેલી ' લક્ષ્મણ ટેકરી " નામે એક શ્રી ગિરિનારના શિખર ઉપર જઇને, શ્રી રામકૃષ્ણદેવની પેઠે વૈરાગ્યભાવે રુદન કરવા માંડેલું, અને કોઇ કોઇ વાર તો બલ, શકિત, પ્રફુલ્લતા અને પ્રસન્નતાની સાથે અધ્યાત્મજ્ઞાનનો અલૌકિક આનંદ પણ અનુભવતા. એ ત્હેના " दिव्य व्हाणलुं " નામના કાવ્ય ઉપરથી સૂચિત થાય છે. વેદાન્તજ્ઞાનના પરમ અભેદાનંદમાં જાણે પોતે મસ્ત બની ગયા હોય તેમ તેમ કવિ બોલી ઉઠે છે કે " બ્રહ્મતેજ છવાયું,

" થયું લુપ્ત તિમિર ઘોર દિવ્ય વ્હાણલું વાયું;
" શમી પિપાસા પરમ મધુર પ્યાલું પીવાયું,

" વાણી શું વંદે ? ન સૌખ્ય જાય બોલાયું;
" પ્રેમસિન્ધુમાં ડૂબી પરિમીત ભૂલાયું.
" દ્રષ્ટિ બની અનંત, સ્વર્ગ નયન સ્હમાયું.

\+ × × ×

આ કવિનું સાક્ષરજીવન હતું. કવિનાં કેટલાંએક કાવ્યો શ્રી બ્હાઉદ્દિન કોલેજમાં શ્રીમાન્ પ્રો. હરિલાલ માધવજી ભટ્ટના તંત્રીપણા નીચે પ્રકટ થતા " શ્રી બ્હાઉદ્દિન કોલેજ મેગેઝિન-માં પ્રકટ થયેલાં હતાં. તે સિવાય ત્હેનાં, " અતિનિરાશા " અને " આશાનો સંદેશ " એ બે કાવ્યો, વીસમી સદીના મહાન્ લોકપ્રિય તંત્રી સ્વ. હાજીમહમદ અલ્લારખાયા શિવજીના પુણ્ય સ્મરણાર્થે હમણાજ પ્રકટ થયેલા " હાજીમહદ સ્મારક ગ્રન્થ " માં પ્રકટ થયેલાં છે. તે સિવાય, ગુજરાતી અને અંગ્રેજી લેખો પણ કવિ પ્રસંગોપાત લખતા. કવિ સંસ્કૃત શ્લોકો પણ શ્રુતિ–મનોહર લખતા, અને ગાતા. ટૂંકામાં કવિનું સાક્ષરજીવન પણ અનેક તરુ-વાટિકાઓની વચ્ચે થઇને મંદ મંદ શ્રુતિ રમ્ય નાદથી વ્હેતા નિર્મલ ઝરણા સમું સુંદર અને હૃદયંગમ હતું. આવું મધુર જીવન કોને પ્રિય ન લાગે ?

## કવિનો સ્નેહી વર્ગ:—

કવિનો સ્નેહીવર્ગ વિશાલ હતો. શ્રી બ્હાઉદ્દિન કોલેજના પ્રેમવત્સલ અને ઉદાર હૃદયના માજી પ્રિન્સિપાલ શ્રીમાન્

સ્કોટ* સાહેબ કવિ પ્રત્યે ઘણીજ સહાનુભૂતિ દર્શાવતા તેઓશ્રી કવિને થોડી ઘણી આર્થિક સહાયતા આપવા ઉપરાંત, કોલેજ ટર્મની ફી ઘણીવાર માફ કરતા કે મુલતવી રાખતા. તે સિવાય શ્રીમાન્ જોશી સાહેબ, શ્રીમાન્ ભટ્ટ સાહેબ, શ્રીમાન્ મ્હેતા સાહેબ તથા અન્ય પ્રોફેસરો પણ કવિની પ્રત્યે બહુજ પ્રેમ અને ઉદારતા દર્શાવતા. જૂનાગઢની " શ્રી ચોરવાડ ગિરિનારા બોર્ડિંગ " સ્થાપક શ્રીમાન્ ડૅા. હરિશંકર પ્રાગજીએ પણ સ્નેહપૂર્વક થોડે ખર્ચે ત્હેને પોતાની બોર્ડિંગમાં રાખ્યા હતા. જૂનાગઢના માજી દીવાન્ સાહેબ પરમાર્થપ્રિય શ્રીમાન્ તામ્બે સાહેબ તથા સહૃદય મ૦ વિદ્યાધિકારી શ્રીમાન્ છગનલાલ હરિલાલ પંડયા તથા બીજા પણ જૂનાગઢના અધિકારીઓ ભાઇ ગિરિધરલાલને ત્હેનાં કાવ્યો અને સંગીત પ્રત્યેના અનુરાગને લઇને, સ્કોલરશિપના રૂપમાં આર્થિક સહાયતા આપતા. એ સહાયતા વડેજ કવિએ પોતાનો અભ્યાસ કર્યો હતો. શ્રી જૂનાગઢની બ્હાદૂરખાનજી હાઇસ્કુલના વર્તમાન પ્રેમવત્સલ હેડમાસ્તર સાહેબ શ્રીમાન્ સોલોમન તથા અન્ય શિક્ષકો પણ ત્હેની પ્રત્યે ખાસ પ્રેમ અને ઉદારતા દર્શાવતા. અહીંની તાલુકા સ્કૂલના માજી હેડમાસ્તર ધર્મપ્રિય શ્રીમાન્

---

*જન્મથી ક્રિશ્ચન છતાં, ધર્મ અને સંસ્કારથી હિન્દુ (આર્ય) બનેલા આ મહાન્ સદ્‌ગૃહસ્થની ખોટ કોઇ રીતે પૂરી પડે તેમ નથી; શ્રી બ્હાઉદ્દિન કોલેજને જે ઉન્નત દશાએ તેઓશ્રીએ મૂકેલી છે, તે ત્હેમના વિશાલ આત્માનું દર્શન કરાવે છે.

માણેકલાલ નાનજી ચંદારાણા, અને અન્ય સદ્‌ગૃહસ્થો પણ કવિને બહુજ ચ્હાતા. રાજકોટમાં શ્રીમાન્ હરિશંકર નરસિંહરામ પંડ્યા ભાઇ ગિરિધરલાલ પ્રત્યે ઘણીજ સહાનુભૂતિ દર્શાવતા, અને સહાયતા આપતા. પરાર્થપરાયણ શ્રીમાન્ ન્હાનાલાલ દલપતરામ કવિને ત્ય્હાં પણ ભાઇ ગિરિધરલાલ આવતા, અને ત્હેના સ્વર્ગવાસ પછી ત્હેના પિતાશ્રી આદિને કવિશ્રીએ આશ્વાસન અને આશ્રય આપેલાં. શ્રીમાન્ લલિત કવિ તથા શ્રીમાન્ માવજી ગોવિંદજી શેઠ ( મુંબઇમાં ) આદિ અનેક સાહિત્ય પ્રિય સજ્જનો સાથે ત્હેને પરિચય હતો. તે સિવાય, ધ્રોળના દીવાન સાહેબ શ્રીમાન્ મૂળશંકર દયારામ દવેના કુટુમ્બ સાથે તો તે બહુજ પરિચિત હતા. ભાઇ ગિરિધરલાલ પોતાની શિશુવયથીજ એ કુટુંમ્બમાં એક બાલક તરીકે રહેતા. ત્યાં પોતાનાં કાવ્યો લલકારતા, ભજનોગાતા અને કોઇ કોઇ વાર તો નવાં જોડકણાં રચીને સર્વને પ્રસન્ન કરતા.

કવિના મિત્રો અને સ્નેહીઓની પરંપરા અહીંથીજ પર્યાપ્ત નથી થતી. વર્તમાન માસિકોમાં સુપરિચિત લેખક રા. નલિનીકાન્ત, 'હૃદય રણકાર' નામદાર સ્વરચીત ગ્રન્થદ્વારા સમાજને કવિનો પરિચય કરાવનાર રા. રમણિકલાલ મ્હેતા. 'જ્ઞાન જ્યોતિ' અને અધ્વર્યુ' નામનાં હસ્તલિખિત માસિકો પ્રકટ કરનાર રા. ભાઇશંકર દ્વિવેદી, રા. ઉમિયાશંકર વ્યાસ, કેશવલાલ દેવરામ દવે, રા. મણિશંકર શ્યામજી ત્રિવેદી, રા. ભાનુલાલ માસ્તર, રા. મનુભાઇ, રા. કરસનજી નાનજી, રા. ભાઇ જટાશંકર નાગજી, રા. હરિભાઇ ચિત્રકાર, રા. રતિશંકર

ચિત્રકાર, વગેરે અનેક સજ્જનો સાથે કવિની મૈત્રી હતી. મુંબઈમાં, ઇન્કેન્ડીસન્ટ લાઇટ કંપનીના માલિક શ્રીમાન્ રામજીભાઈ કરસનદાસ, સ્વ. ગિરિધરલાલને અનેકવાર સાહાય્ય આપતા. તે સિવાય, રા. શિવરામ (માસ્તર), રા. છગનલાલ વ્યાસ, રા. અંબાશંકર ભટ્ટ, અને રા. મેરામણુ કરસન કટારીયા, રા. ઇચ્છાશંકર ભીમજી, શ્રીમાન્ પ્રભુલાલ પ્રીતમલાલ પઢીઆર તથા શ્રીમાન્ લાભભાઈ વગેરે અનેક ભાઈઓ સ્વ૦ કવિના સહવાસી અને સહાધ્યાયીઓ હતા. કવિના બીજા પણ સહાધ્યાયીઓ અને સ્નેહીઓની પરંપરા એટલી અખૂટ છે કે જ્હેની અહીં નોંધ લેવી પણ કઠિન છે.

કવિનું સંગીત એટલું તો આર્દ્ર અને સુકોમળ હતું, અને ત્હેનાં કાવ્યો પણ એટલાં ઉન્નતિ ભાવોથી ભરપૂર અને મર્મભેદક હતાં; કે તે સાંભળતાંજ સહુ કોઇ આકર્ષાતાં, અને ત્હેની પ્રત્યે પ્રેમ અને મમતા ધરાવતાં. ભાઈ ગિરિધરલાલ જ્યારે જ્યારે ગાતા, ત્યારે તે એટલી તો અડોલ ધૂન અને તન્મયતાથી તથા તાલબદ્ધ આલાપની સાથે મુક્ત કંઠે ગાતા કે કેમ જાણે કોઇ દેવનો ફિરસ્તો પૃથ્વી ઉપર ઉતર્યો ન હોય? ત્હેનો કંઠ અત્યંત સુકોમલ, મધુર, અને ચિત્તરંજન હતો. કવિની સંગીત કલાના આ ઓજસ અને કાવ્ય પ્રતિભાને લઇને, તે જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં સંગીતના જલસાઓ થતા. રાજકોટમાં, મ્હારા સ્વ૦ મિત્ર રા. અમૃતલાલ હીરાચંદ વોરાને ત્યાં અનેક સ્નેહીઓની મંડલી વચ્ચે પ્રસંગોપાત્ત પોતાનાં કાવ્યોની પ્રસાદી આપેલી, કવિનું આગમન વીજળીની પેઠે

મિત્રોમાં વિદિત થઇ જતું. જ્યાં જ્યાં ભાઇ ગિરિધરલાલ જતા, ત્યાં ત્યાં મિત્રો અને સંગીતનાં રસિક જનો, પુષ્પની આસપાસ ભમતા ભ્રમરવૃન્દની પેઠે કવિને આવરી રહેતાં. જુનાગઢની કોલેજ રેસિડેન્સીમાં રહેતા વિદ્યાર્થીઓ તો જાણે કવિના ઉપાસકો હોય તેમ લળી લળીને ત્હેનાં કાવ્યો અને સંગીતના રસને ઝીલતા. તે સંબંધમાં રા રમણિકલાલ મ્હેતાએ પોતાના "હૃદય રણકાર" માં નીચે પ્રમાણે સુંદર અને અસરકારક ઉલ્લેખ કરેલો છે.

"'કવિ આવે છે' એ શબ્દો સાંભળતાં છાત્રાલયના વિદ્યાર્થીઓ પાઠ્ય પુસ્તકોને એક બાજુ હડસેલી દોડી આવતા. 'કવિ' સંબોધનથી હૃદયમાં જરા દુઃખ પામતો, જરા શરમાતો, તે નામથીજ બોલાવવાની સહાધ્યાયીઓને ટેવ પડી ગઇ છે, એમ રહમજી તે તરફ જરા બેદરકારી દર્શાવતો, કવિ ગિરિધર આવે અને ચુપચુપ બેસી જાય. પોતાના સ્નેહી આગળ, પોતાના સમોવડીઆ આગળ હૃદય ખોલી વાતો કરવાનોયે ત્હેને અધિકાર નહિ! કારણ કે તે સંગીતનો ઉપાસક હતો; કારણ કે, તે દેશની ઉન્નતિ માટે સંગીત એક અત્યાજ્ય તત્ત્વ છે એમ તે માનતો. અને તેથી સંગીતમાં પારંગત થવું તેનેજ તે પોતાના જીવનનો આશય કરી બેઠો હતો. એટલે સ્વાભાવિક રીતે તે સંગીતમાં પ્રવીણ હતો બે ઘડી બેસે ન બેસે ત્યાં તો "કવિ!–ઉતારો અમદેશે–એ ગાયન થવા દો, પેલી ભેરવી જમાવો!" ઇત્યાદિ સૂચનાઓ વિદ્યાર્થી–મંડળમાંથી ઉપરાછાપરી આવી પડતી. સંગીતથી પોતાનું જીવન ટકાવી રાખનાર ગિરિધર ભાવ ખાધા વગર

એક પછી એક ચીજો છેડે જતો. યથોચિત તાન અને મિષ્ટ આલાપોથી શ્રોતાઓની રસ-તૃષા છીપવતો. જે કોઇ સ્હમજતા ત્હેને પોતાની જીવન કથા સંગીતમાંજ સ્હમજાવી દેતો. તે બહુધા સ્વકૃતિઓજ ગાઇ સંભળાવતો છતાં, ભાગ્યેજ કોઇને ખબર પડતી કે, તે કૃતિઓ ત્હેનાજ પ્રયત્નનું ફળ છે. × × અને પોતે હજુ જ્ઞાનોદધિ યત્કિંચિત્ પણ મંથન નથી કરી શક્યો, અગર તો પોતે કવિ થવાને, કાવ્યો રચવાને લાયક નથી એમ માનતો. પરિણામ એ આવ્યું કે, ત્હેણે બહુજ થોડાં કાવ્યો રચ્યાં; જન્મથીજ નજીવાં લાગતાં તેને તો તે વિસ્મૃતિ સાગરમાં સમાવી દેતો. બાકી રહ્યા તેમાંથી થોડાં, ગિરિધરનું નામ અવિચળ રાખવા બસ છે !

"તે ગરીબ કુટુમ્બમાં જન્મ્યો હતો: જેમ તેમ કરી મહામુશીબતે **બી. એ.** સુધી પ્હોંચ્યો હતો છતાં, ત્હેના અમીરી હૃદયથી આજુ બાજુના સર્વ સ્નેહિ-સંબંધીઓ પર પોતાનો પ્રભાવ પાડતો "દિલમાં દુઃખ હોવા છતાં પણ ત્હેનાં મલકતા મુખથી જગતને છેતરતો; પરંતુ, દીર્ઘદ્રષ્ટિથી જોનાર ત્હેના હાસ્યમાં છુપાઇ રહેલી ફીકાસ તુરત વરતી જતો. બોર્ડિંગમાં ફ્રી બોર્ડર તરીકે રહી પોતાનો તેમજ પોતાના ન્હાના ભાઇઓનો અભ્યાસ જેમ તેમ કરી ચલાવે રાખતો. પરંતુ તેણે પૈસા માટે કદિ પણ સંગીત વેચ્યું ન હતું. એજ ત્હેના દ્રઢ સંકલ્પની ખરી પરીક્ષા."

"સાધુ જનની દેવોને જરૂર છે ત્યારે શું દુનિયામાં દુર્જનજ વસે એમ તેઓનો વિચાર હશે? ગમે તેમ હોય પરંતુ, એ તો

ગયો ! વિદ્યાર્થી-આલમને ગાંડી કરનાર ગિરિધર ગયો! કોલેરાનો અકાલે ભોગ થઇ, પરણ્યા પછી થોડા સમયમાંજ.

'જ્યાં દિવ્ય કો સંગીતનો રસ અબ્ધિ ઉભરાઇ રહ્યો,

યુગ યુગ થયાં તલસું, અરે ! લઇ જાઓ કોઈ ત્યાં મ્હને.'

એમ પૂકારતો 'રસહીન દેશ તણો **પ્રવાસી**' રસપૂર્ણ દેશમાં ચાલ્યો ગયો ! સંસારજ્ઞાન વિહીન દસ બાર વર્ષની નિર્દોષ બાળાને શિર વૈધવ્ય-દુઃખ મૂકતો ગયો !

હમારા હરદમ હિન્દુસ્થાન

* * * *

શું સદ્‌ભાગ્ય અહો ! ગિરિધરનાં

હું જન્મતણું શુભ સ્થાન.

ઇત્યાદિ વચનોથી પોતાને હિન્દ બાલ સ્હમજવામાં ગૌ વ માનતો.

"પાવિની સેવા, યજ્ઞની વેદી, પરમ સુભગ એ પ્રાણાહુતિ,
"એ મુકિત સુખ મ્હારૂં હો મૈયા, ધ્યાન ધરૂં હું ત્હારૂં !

એ પંકિતઓમાં અવનત દેશને ઉદ્ધારવાનો દેશ બન્ધુને માર્ગ સૂચવતો, દેશને તેજ સ્થિતિમાં મૂકી અલોપ થયો ! પરંતુ

'માનવી નહિ નહિ થઇશ નિરાશ,

તુજ પ્રકૃતિમાં ભર્યો પ્રકાશ;

* * * *

વિઘ્ન જાલ વચ્ચેની વાટ,
વીર નરોને લખી લલાટ.

એટલામાંજ **ભારતવાસીઓને** વિજયમંત્ર આપતો ગયો !"

કોઈ વાર કવિ અમારા આશ્રમમાં આવતા; ત્યારે તો મિત્રોને અગાઉથી નિમંત્રણ આપવામાં આવતું. અને સર્વ મિત્રોની એક ન્હાનકડી પરિષદ્ જામતી. ભાઇ ગિરિધરલાલ એક પછી એક કાવ્યો લલકારતા. ત્હેનાં સ્વરચિત તેમજ કંઠસ્થ કાવ્યોની પરંપરા એટલી તો અવિચ્છિન્ન હતી કે, તે સાંભળવાના તાનમાં ને તાનમાં પ્રભાત પડયેજ અમે સહુ જૂદા પડતા. મહાકવિ શ્રી **ભવભૂતિની** વાણીનું સ્મરણ અમને તે સમયે થતું કે, " रात्रिरेवव्यरंसीत् " (રાત્રિ પોતેજ ચાલી ગઇ!) અમારો રસયોગ તો અખંડિતજ રહેતો; અમે શ્રમિત ન્હોતાજ.

ભાઇ ગિરિધરલાલ ખરેખર કોઇ અનેક જન્મનો સંસિદ્ધ આત્મા હતો. પૂર્વના કોઇ યોગભ્રષ્ટ આત્મા જેવી ત્હેની દશા જ્વલંત અને મહત્વાકાંક્ષી હતી. ત્હેને એક સંપૂર્ણ નિષ્ણાત સંગીતગાર થવું, અને પોતાનાં અનુપમ કાવ્યોદ્વારા વેદાન્તના અપ્રતિમ સત્યોને પ્રકટ કરી જગત્માં આત્મ પ્રકાશને પુનરુદ્દિપ્ત કરવાની ત્હેની મહોજ્વલ આકાંક્ષા હતી. ભાઇ ગિરિધરલાલની સ્વદેશભક્તિ પણ ઉન્નત પ્રકારની હતી **"દેવી ભારતી," "મૈયાનું ધ્યાન," "અમારા હરદમ હિન્દુસ્તાન"** વગેરે કાવ્યોમા એ દિવ્ય ભાવનાઓનું સચ્ચોટ દર્શન

થાય છે. ત્હેને શ્રદ્ધા હતી કે ભારતના સાત્ત્વિક તત્ત્વજ્ઞાન અને વેદાન્તના અભેઃ ટંકારથીજ પશ્ચિમના દેશોનો જડવાદ નષ્ટ થઇને પુનરુદ્ધાર થશે. એટલુંજ નહિ પણ જ્યહારે ઇગ્લંડ અને જર્મની વચ્ચે મહાઘોર રાક્ષસી યુદ્ધ ચાલી રહ્યું હતું, ત્યારે ભાઇ ગિરિધરલાલ કોઇ દૈવી પ્રેરણાથી પ્રેરિત થયા હોય તેમ કહેતા કે " પાશ્ચાત્ય પ્રજાઓના જડવાદને કહાઢવા માટે અને પવિત્ર વિશ્વપાવન વેદાન્ત ધર્મના પ્રચાર માટે સ્વામીશ્રી રામતીર્થજી અને સ્વામીશ્રી વિવેકાનંદજીની પેઠે ઉપદેશ આપવા ભવિષ્યમાં મ્હારે યુરપ અને અમેરિકાના પ્રવાસમાં જવું છે" ત્હેને વર્ત્તમાન અસહકારની પ્રવૃત્તિમાં પણ અવિચલ શ્રદ્ધા હતી; એટલુંજ નહિ પણ, એવી એવી મહાન્ કલ્પનાઓને ક્રિયામાં મૂકવાની ત્હેનામાં ઇશ્વરદત્ત શકિત અને બુદ્ધિ હતી. એકવાર ભાઇ ગિરિધરલાલે આણંદ મુકામે 'શ્રી ચરોત્તર એજ્યુકેશન સોસાઇટી'ના વિદ્યાર્થી મંડલને પણ પોતાની કાવ્ય પ્રતિભાથી પ્રસન્ન કર્યું હતું. એ સોસાઇટીના નિયંતા મહાનુભાવ શ્રી મોતીભાઇ નરસિંહભાઇ અમીનની સહાનુભૂતિ પણ કવિ પ્રત્યે પૂરેપૂરી હતી. પરંતુ, પ્રભુના દૈવી નિર્માણને સ્હમજી શકવા કોણ સમર્થ છે? અનેક જન્મોનાં કર્મોની ઘટનાને ઉકેલવાની સત્તા કયા મનુષ્યના હાથમાં છે? વિવિધ વાસનાઓના અને દૈવી મહત્ત્વાકાંક્ષાઓના નિગ્રહમાંથી જીવનને સંપૂર્ણ રીતે વિજયી બનાવવાનું સદ્ભાગ્ય તો કોઇ અવતારી આત્મા સિવાય, અન્યના ભાગ્યમાં તે ક્યહાંથીજ હોય? માટેજ, ગીતાશાસ્ત્ર પુકારી પુકારીને કહે છે કે,

"कर्मणो गहना गतिः" "कर्मण्ये वाधिकारस्ते मा फलेषु कदाचन" [કર્મની ગતિ ગહન છે; કર્મમાંજ ત્હારો અધિકાર છે, કર્મફલમાં કદાપિ નથી.] આપણા આ ભાગ્યહીન કવિને પણ પોતાના પ્રારબ્ધને વશ થવું પડ્યું. સિનિયર **બી. એ.** ના કલાસમાં આવીને એકપણ ઉચ્ચાભિલાષાને સિદ્ધ કર્યા વિનાજ અકાલ મૃત્યુને ભોગ થઇ પડ્યા !

ભાઇ ગિરિધરલાલનો વિવાહ ગ્રોળમાં એક ગરીબ પરંતુ કુલિન બ્રાહ્મણ કુટુમ્બમાં થયો હતો. કવિની પોતાની ઇચ્છા તો મ્હોટી વયેજ લગ્ન કરવાની હતી. પરંતુ ત્હેમના શ્વશુર પક્ષની અનુકૂલતાની ખાતર પોતે **બી. એ.** ના કલાસમાં હતા, ત્યારેજ વિવાહિત થવું પડ્યું. જે કન્યા સાથે કવિનાં લગ્ન થયાં, તે કન્યા એટલી તો નિર્દોષ, સંસ્કારી અને સદ્‌ગુણી છે કે, કવિનું વિવાહિત જીવન ખરેખર સુખરૂપ અને ઉન્નતિપ્રદ નીવડ્યું હોત. પરંતુ, કોઇ અતિ વિષમ પ્રારબ્ધને યોગે કવિ ૨૨) બાવીશ વર્ષની ન્હાની વયેજ પંચત્વને–અવસાનને પામ્યા ! અને ત્હેની બાલવધૂ ચિ. બ્હેન * ગંગા દશ વર્ષની વયેજ વૈધવ્યની દયાજનક સ્થિતિને ભોગ થઇ પડી છે !

ભાઇ ગિરિધર કવિનું અવસાન **લતીપુર**માં (ગ્રોળથી ચાર ગાઉ દૂર) થયેલું છે. ત્હેના કાકાની પુત્રીઓના વારણામાં

* ચિ. બ્હેન ગંગા હાલ ગુજરાતી પાંચમા ધોરણમાં પ્રથમ નંબરે પાસ થયાં છે. ગ્રોળના દીવાન સાહેબ શ્રીમાન્ મૂળશંકરભાઇના કુટુમ્બ તરફથી ત્હેને સારી રીતે આશ્વાસન અને આશ્રય છે તે સુભાગ્યની વાત છે.

જતાં તે એકાએક કોલેરાના ભોગ થઈ પડેલા. ત્યહાં ત્હેની કીર્તિ પ્રચલિત હતી. મૃત્યુ પ્હેલાં બે દવસ અગાઉતો ટંકારામાં અનેક સ્નેહીઓના હર્ષ અને પ્રસન્નતાની વચ્ચે સંગીતનો જલસો કર્યો હતો. ટંકારામાંજ ત્હેને કોલેરા લાગુ પડયો. ટંકારાથી ત્હેને ત્હેનાં માતાપિતાની સમીપ શ્રી મુરારદાસના ખંભાળીયામાં લઇ જવાનો યત્ન થયો. પંરતુ. માર્ગમાંજ લતીપુર પ્હોંચતાં દેહ પડયો. ત્હેના અવસાન સમયે, ત્હેની પરમ પ્રિય જેડીબ્હેન, ત્હેની તુરતની વિવાહિત થયેલી બાળપત્ની, અને અન્ય સંબંધિઓ હતાં. દેહ પડવા પ્હેલાં, પોતાના અવસાન સંબંધિ આન્તરધ્વની પોતાને સૂણાયો હોય તેમ સર્વને પોતાના અસ્તિત્વ સંબંધિ શંકા પ્રકટ કરી. એટલુંજ નહિ. પણ પાસે બેઠેલાં-વિહ્વળ થયેલાં સ્નેહીજનોને. ધીરજ અને અભયનાં વાકયો કહેતા હતા. દેહ છોડતી વેળાએ પણ " ૐ નમઃ શિવાય " " ૐ નમઃ શિવાય " ઇત્યાદિ પવિત્ર નામોચ્ચાર કરતા હતા. મૃત્યુની છેલ્લી ઘડીએ પણ પોતાની આત્મનિષ્ઠા સહજ જાગૃત થતાં નીચેના શ્લોકનો ઉચ્ચાર કર્યો હતો.

" वासांसि जीर्णानि यथा विहाय,
नवानि गृह्णाति नरोऽपराणि ।
तथा शरीराणी विहाय जीर्णा
न्यन्यानि संयाति नवानिदेही " ॥

અન્તે તો સર્વની હૃદયભેદક નીરાશાની સાથે, તે નિર્ભય અને જ્ઞાનવાન્ આત્માએ પોતાના વિનાશી શરીરને ત્યજી

અવિનાશી પ્રભુનું શરણ સ્વીકાર્યું! અવસાન કાલે ત્હેનાં વૃદ્ધ માતાપિતાને પોતાના વ્હાલા કુલદીપકસમા સુપુત્રનું દર્શને ન થયું! અને સર્વથી અધિક ખેદનો વિષય તો એજ છે કે, લગ્ન કર્યાને માત્ર ચાર માસ થતાંજ, પોતાની પાછળ પોતાની માત્ર અગીઆર વર્ષની વધૂને વૈધવ્યના મહાદુઃખસાગરમાં ડૂબાડી ગયા!

આવા જ્ઞાનવાન્ અને શ્રદ્ધાવાન્ આત્મા માટે હશો ખેદ કે શોક હોઇ શકે? હવે તો પ્રભુ પાસે એટલુંજ યાચવાનું કે, ત્હેનો દિવ્ય આત્મા કોઇ પરમ પવિત્ર અને જ્ઞાનવાન્ કુટુમ્બમાં સુંદર, બલિષ્ઠ દેહ તથા અનુત્તમ શકિતઓની સાથે જન્મ ધારણ કરો! અને ત્હેની સકલ દૈવી અભિલાષાઓ જગત્ કલ્યાણ અર્થે સિદ્ધ થાઓ! પ્રભુ ત્હેના પવિત્ર અને ઉર્ધ્વ-ગામી આત્માને સંપૂર્ણ શાન્તિ મળો! ત્હેનાં વિયોગી માતા પિતા, આપ્ત જનોને અને મિત્રોને સ્વાસ્થ્ય મળો: વિશેષતઃ શ્રી જગન્નિયંતા પ્રભુ પાસે અન્તીમ પ્રાર્થના એટલીજ છે કે, માત્ર અવિનાશી પિતાનેજ ખોળે રહેલી, અને વૃદ્ધ વાત્સલ્ય-મયી માતા શ્રી પ્રાણકુંવરબાઇની પ્રેમમય છાયા તળે, કવિની બાલ વિધવાપત્નીને સંપૂર્ણપણે પ્રભુપરાયણ રહીને ભગવતીશ્રી મીરાંબાઇ સમા પરમ ઉજ્જ્વળ જીવન આદર્શને પામવાનું

સામર્થ્ય અને વિશુદ્ધી અર્પો! એટલુંજ નહિ પણ પોતાના જેવાં અનેક દુઃખી જનોનાં અશ્રુ લૂછીને પ્રભુના નિર્મલ અને શાન્તિપરાયણ પુનિત ચરણ કમળમાં રહેવાનું મહદ્ સુભાગ્ય પ્રાપ્ત કરવા જેટલી પ્રભુની દૈવી કૃપા ત્હેની ઉપર ઉતરો!! અને "न मे भक्तः प्रणश्यति" એ પ્રભુના કોલ સંપૂર્ણ રીતે સિદ્ધ થાઓ!!! અસ્તુ! ॐ शान्तिः शान्तिः शान्तिः

માધવપુર<br>સંવત ૧૯૭૮ના શ્રાવણ<br>વદી ૧૧) એકાદશી. } લેખક, જ. હી. દે.



# ગિરિધર-ગીતાવલિ.

અર્થાત્

## સ્વ. ગિરિધર કવિનાં કાવ્યો.



લેખક,

સ્વ. ગિરિધરલાલ રેવાશંકર પંડયા.

( શ્રી મુરારદાસનું ખંભાળીયા )

# काव्यानुक्रमणिका.







# १ जय महेश्वरा !



( રાગ—ભૈરવી. )

જય ! મહેશ્વરા ! પરમપ્રેમ જ્યોતિ હો; દુઃખહર-દયાકરા !
વિશ્વવાડી આ વિકસી, ત્હેનો ત્હું વિચિત્ર કરનાર
પ્રેમી પિતા ! તુજ સુભગ શિશુ અમ, કરીએ વ્હાલ વિહાર :
મૃદુભાવ ભરપૂરા ! જય.

અમ ઉર-સાગર ઉર્મિ ચ્હડી ચ્હડી, અતિ અતિ ઉંચે ધાય;
ઓ વિભુ ! તુજ ચરણામ્બુજ-રજથી પુનિત થવાને ચ્હાય :
ત્હું અનન્ય ઈશ્વરા ! જય.

જીવન ઉન્નતિ તણું બલ, અર્પ ઇશ્વરા ! જય મહેશ્વરા !



## २ हरि–शरण.



(ઝટકેદાર.)

હે, હરિ! શિશ ધર્યું ત્હમ ચરણે,
આવી શરણે હે હરિ.
પ્રભો! ત્હું મ્હારૂં જીવન લઇ લે,
પ્રેરો અભિન્ન ત્વન્મય કરણે;
આવી શરણે હે હરિ.
હૃદય આ સોંપ્યું આપને હાથે,
પાવન કરો! વિશુદ્ધિ ઝરણે;
આવી શરણે હે હરિ.
પ્રભો! ત્હું મ્હારાં નયનો લઇલે,
ઉન્મત્ત કરજો; પ્રેમ પ્રસરણે;
આવી શરણે હે હરિ.
હસ્તો સોંપું આપને આજે,
પ્રેરો! નિત્યે પરોપકરણે;
આવી શરણે હે હરિ.
જીવન નૌકા ડૂબવા લાગી,
સહાય થજો! પ્રભુ! આ ભવ-તરણે;
આવી શરણે હે હરિ.

## ૩ પ્રભુ સાથેની રમત.



(ભૈરવી ગઝલ.)

દૂર કાં પ્રભુ! દોડ ત્હું, મ્હારે રમત રમવી નથી,
આ નયન-બંધન છોડ ત્હું, મ્હારે રમત રમવી નથી; દૂર કાં.

હું સુધાનો સ્વાદીયો, ચાલ્યો સુધાની શોધમાં,
પણ ઝેરનું પ્યાલું મળ્યું, આવી રમત રમવી નથી; દૂર કાં.

પ્રિય! ત્હારી પ્રાપ્તિએ, પ્હેલાં હતું મમ લક્ષ્ય જે,
હું લક્ષ્ય ચૂક્યો, માર્ગ ભૂલ્યો, આ રમત રમવી નથી; દૂર કાં

હોય રમત ઘડી બે ઘડી; નહિ માસ, કે નહિ વર્ષની,
આતો યુગાન્તર વહી ગયાં, મ્હારે રમત રમવી નથી! દૂર કાં.



# ૪ *કવિનું હૃદય.

## (શાર્દૂલ વિક્રીડિત છંદ)

રંગ્યું પ્રકૃતિની પ્રવિણ પીછીએ, જે રંગવૈવિધ્યથી,
જેમાં સુંદરતા અને રસિકતા સ્થાપિત નૈસર્ગિકી;
જેમાં આન્તર ચેતના જગવતી ચિદ્‌શકિત રહે ઉછળી,
જેમાં વિશ્વ રહસ્ય બોધ રચના અંકિત છે નિર્મળી.
જે છે પૂર્ણ રસાર્દ્ર, જ્યાં મધુરતા છાઈ સુધાસ્યંદિની
જહેની રમ્ય ગતિ સદાય દિસતી નિર્દોષ સ્વચ્છંદિની
જે નિત્યે રસલીન, કેન્દ્રિત થઇ જય્હાં ભાવછાયા બધી,
સાધી જે રસબ્રહ્મયોગ ક્રમશઃ પામ્યું વિકાસાવધિઃ
જેમાં કોઈક સૂક્ષ્મદ્રષ્ટિ નિરખે અદ્‌ભૂત ઉલ્લેખને,
સૂણે સૂક્ષ્મ શ્રુતિ જગત્‌ગુરુ તણા સદ્‌બોધ સંગીતને;
દેખાતું રસમૂર્તિ, જ્ઞાની ગુરુને દ્રષ્ટા અને તત્ત્વવિદ્‌,
જ્ઞાનાદેશ ભર્યા પુકાર કરતું ઉદ્‌બોધવાને જગતઃ
ઉદ્‌ભાવિ રસમાં અને સતત જે પોષ્યું રસસ્નૈગ્ધ્યથી,
જે છે પૂર્ણ રસજ્ઞ મગ્ન રસમાં, રહે છે રસે જે ટકી;
એવું આ રસપૂર્ણ ઉર કવિનું ભીનું સદાયે રહે,
તેમાંથી રસ બિન્દુઓ નીતરીને કાવ્યપ્રવાહે વહે!

---

* આ કાવ્ય, ગદ્ય સાથે જૂનાગઢની શ્રી બ્હાઉદ્દિન કૉલેજમાં પ્રકટ થતા "બ્હાઉદ્દિન કૉલેજ મેગેઝિન" માં પ્રકટ થયું હતું.

['Poets are the heralds of Philosophy.']

એ વર્ડ્ઝવર્થનું સૂત્ર; 'જ્ઞાન એ કવિતાનો આત્મા છે;' એ સાક્ષરવર્ય ગોવર્ધનરામનો સિદ્ધાંત; 'કવિ એટલે દ્રષ્ટા' એ ઉપનિષદમાંનું અર્થ રહસ્ય: આ એક સરખાં ત્રણેય દૃષ્ટિ બિન્દુઓ વિશેષત: આ કાવ્યાંન્તર્ગત વિચારોના આધારભૂત છે; અને આ કાવ્યનો ઉદ્દેશ એ છે કે, કવિનું જીવન કવિતાદ્વારા જનસમાજને પાર્થિવ સુખોપભોગની વિલાસી સામગ્રી પૂરી પાડવા માટે નથી; પરંતુ જગતની ઉન્નતિના ઇતિહાસમાં એક પવિત્ર પ્રકાશમય અને ચિરઃસ્મરણીય તત્ત્વ મૂકી જવા માટે છે.]



## ૫ कविताना आदेश.



ઉંડા છે કવિતાના આદેશ; કવિતા દેવીની પરમ પ્રસાદી,
સંસ્કૃતિ તણો પ્રવેશ;
રસ જ્યોતિર્મય બનતા સર્વે ગ્રામ, સમાજ, દેશ.—ઉંડા.

રસમયતા ભરી વિશ્વ અખિલમાં, રસમય છે વિશ્વેશ
રસમય સત્યજ પાઠવવામાં, કવિતાના આદેશ—ઉંડા.



## ૬ પ્રેમી–પંખીડાં.

(ભજનની ધૂન.)

હૃદયે હૃદય મીલાવોરે, પ્રેમાનન્દ જગાવોરે,
પ્રેમી મીઠાં પંખીડાં હોજી—ટેક.

(સાખી.)

ભિન્ન ભિન્ન રૂપે ત્હમે, દૃશ્ય બનો સહુ સ્થાન,
અભેદાનુભવથી થશે, દિવ્યાત્મનનું ભાન;
જ્યોતિ જગાવોરે.—પ્રેમી.

પ્રેમ સિન્ધુમાં ઝૂલતાં, પ્રેમી કોમલ ઉર,
નસે નસે વહતું, અહો! પ્રેમ સુધાનું પૂર;
લગની શુદ્ધ લગાવોરે.—પ્રેમી.

પ્રેમોર્મિઓ ઉછળે, પ્રેમે થાવું લીન;
પ્રેમ દ્રષ્ટિથી દેખવું, સર્વે એક અભિન્ન!
જીવન દીપાવોરે.—પ્રેમી.

## ૭ સ્નેહી સમાગમ.

(ભૈરવી.)

સ્નેહી સમાગમ સાર,
સ્નેહિ–સમાગમ સાર, સાર, સાર.—ધ્રુવ.

અંતર તણા બહુ ઉમળકાથી;
મધુર સ્મિત થઇ જાય છે,
રસ–નાદ રેલે હૃદય—વીણા;
મીઠું મીઠું કંઇ ગાય છે.—સ્નેહી.

નયનોથી નયનો જ્યહાં મળે,
હૃદયે હૃદય જોડાય છે;
એ પ્રેમ સિન્ધુમાં ડૂબે,
સાચું સ્વર્ગ ત્યાં ખડું થાય છે.—સ્નેહી.

આતુર અમીમય આંખડી;
પ્રેમાશ્રુથી ભીંજાય છે,
સ્નેહીતણાં દર્શન થતાં,
દિલમાં કંઇ કંઇ થાય છે!—સ્નેહી.

પ્રેમીજનોનાં મન વચનને,
કર્મો સહુને અર્પજો,
એ પ્રેમ જીવન ઐક્યથી,
જીવનતણું માધુર્ય ચાખજો!—સ્નેહી.

## ૮ પંખીડાં.

(આશાવરી.)

કરી લ્યો કલ્લોલ હો, પંખીડા! રે પલમાં ઉડી જાવું છે.
હો!—ટેક.

જીવન ઉપવન સુંદર વિકસ્યું; તે અધુના કરમાવું છે હો
કરી લ્યો....

મધુર સુવાસિત સ્વર્ગીય પુષ્પો, સૌરભથી સોહાવું છે હો!
ચાખી લ્યો કુમળાં ફળ મીઠાં, ગાઇ લ્યો ગીત ગાવું જે હો,
કરી લ્યો....

દુઃખીયાં દિલને શાન્ત કરીને, પીયૂષ પ્યાલું પાવું છે હો
પીડાતાં પર પાંખ પ્રસારી, પરદુઃખે દુઃખાવું છે હો;
કરી લ્યો....

કરુણા ઝરણાં વ્હેતાં મૂકી, ઔદાર્યે ઉભરાવું છે હો,
પ્રેમી મૃદુ ઉન્નત વર્તનથી, ઉચ્ચ ,ચરિતે અંકાવું છે હો;
કરી લ્યો.....

હૃદય મલિનતા દૂર કરવાને, ભક્તિપ્રવાહે ન્હાવું છે હો,
આત્મ પ્રકાશે ઝળકી રહીને, બ્રહ્મરસે રંગાવું છે હો;
કરી લ્યો....

નિત્યે એક અભેદાનંદે, મસ્ત બની મલકાવું છે હો,
કરી લ્યો....

# To tears!

Ye ! selfish tears !
why oft my eyes disgrace ?
Why write yonr silly—
speeches on my face ?
But, flow incessant
tears divine in streaks !
Reflect the sobbing world
aud bless my cheeks !

## ૯. અશ્રુઓને !

[ હરિગીત છંદ. ]

ઓ, સ્વાર્થમય અશ્રુ! કરો કાં,
નેત્ર મમ કલુષિત બહુ?
રે કાં લખો ત્હમ મૂર્ખ ભાષા,
મુજ વદન માંહી? ખલુ!
કિન્તુ, વહો! અવિરામ અશ્રુ
દિવ્ય હો ઝરણા રૂપે,
ગદ્ગદિત જગને વ્યક્ત કરી,
પાવન કરો મુજ ગાલને.

અનુવાદક, જ. હી. દે.

## ૩૦ હૃદયને !



(ગઝલ.)

કહે ત્હું મ્હને હે પ્રિય હૃદય! એવું ત્હને શું થાય છે?
જેથી ઘડી ઘડી રમતમાં રોવાઇ આમ જવાય છે?
હસવું મધુરૂં ક્ય્હાં? હવે તો અશ્રુ ઉન્હાં ખેરતું,
સંગીત મીઠું ક્ય્હાં? હવે સ્વર-ઐક્ય આ તુટી જતું!

કરવા પ્રસન્ન ત્હને પૂહેરાવું હું માલા પુષ્પની,
તે તુજ ઉંડા નિશ્વાસના અગ્નિથી કરમાઇ જતી;
માથી છૂટું પડી કો શિશુ રમતાં ગયું માતે ભૂલી,
સ્મૃતિ આવતાં રોઇ પડે; એવી દિસે ત્હારી સ્થિતિ!

રસહીન દેશ તણા પ્રવાસી સમ ઉદાસી થઇ જતું,
કહે ત્હું મ્હને પૂર્વે કયા રસદેશનું વાસી હતું?
કહે ત્હું મ્હને હે પ્રિય હૃદય! એવું ત્હને શું થાય છે?
જેથી ઘડી ઘડી રમતમાં રોવાઇ આમ જવાય છે!



## (૧૧) રસતૃષા



### ( ગઝલ )

જ્યાં દિવ્ય કો સંગીતનો રસ–અબ્ધિ ઉભરાઈ રહ્યો,
યુગ યુગ થયાં તલસું; અરે! ભાઈ જાઓ કોઈ ત્યાં મ્હને.
કે કોટિ કોકિલ બુલબુલોના કંઠથી ઝરતી સુધા,
નિઃશેષ–બધીયે પી ગયો; પણ હા, તૃષા છીપતી નથી.
આ તૃષા છીપવવા ભમ્યો હું દૂર નિર્ઝર–નિર્ઝરે,
પણ ક્યાંહિ રસ–નિર્ઝર નહિ; મૃગ તૃષ્ણિકા બધુંયે અરે!
ક્ય્હારે વધારે ને વધારે રસ સતત પીધા કરૂં?
આ નિઃરસતા–આ ભાર ક્યારે નિત્ય માટે વિસરૂં?
કરમાઇ મૃત્યુ વશ થશે, હમણાં જીગરની આ કળી,
કો આ સમર્થ રસ સીંચીને, જીવન નવું અર્પી શકે?
આ વિરલ રસની સ્વાદની હ્‌હેજત અરે ક્યાંથી લીધી?
હા! કૈંક કાલાન્તર ગયા રહેવું તલસતું ક્યાં સુધી?
મ્હારા સમાં જે રસ તણાં તરસ્યાં જગતમાં જે વસે,
ત્‍હેને પૂછું:–" કહેશો મ્હને? આ તે તૃષા કેવી હશે?"

## (૧૨) अति-निराशा.



(ગઝલ.)

રોનારને રાખી સદા, ડૂબેલ અશ્રુ સાગરે,
ઓ ક્રૂર કિસ્મત્! ક્યાં સૂધી રે ક્યાં સૂધી ત્હું હસ્યાં કરે?
રોનારને..........

ઘડી કૈંક ગઇ, દિવસો ગયા, માસો ગયા વર્ષો ગયાં
ભાંગી જીગર ચક્કી હજુ શું પિસણું બાકી કહ્યાં?
રોનારને..........

હાય! આ કેવી કસોટી? ક્હે ત્હું કાયમ આ જીગર
રાખ્યું પરોવી શૂળીએ; પણ જાન જાવા દે નહિ!
રોનારને..........

માલિક દયાળુ છે? હશે! આ ભગ્ન દિલ માને નહિ,
આ જીંદગી ચાલી ગઇ! મ્હેં તો દયા દીઠી નહિ!
રોનારને..........



## ૧૩ આશાનો સંદેશ.



(રાગ હિંડોલ:)

માનવી! નહિ નહિ થઇશ નિરાશ,
તુજ પ્રકૃતિમાં ભર્યો પ્રકાશ. માનવી૦

આતો ક્ષણિક તિમિર—આભાસ,
નથી એ કારણ થવા નિરાશ! માનવી૦

વિઘ્ન- જાળ વચ્ચેની વાટ,
વીર નરોને લખી લલાટ! માનવી૦

પ્રતિ જીવનમાં રહ્યું પ્રયાણ,
લક્ષ્યે જઇ સહુ લેશે લ્હાણ! માનવી૦

લાખ વાર પડી આખડી જાય,
એક દિન બાલક ઉભું થાય! માનવી૦



## ૧૪ प्रकीर्ण काव्य पंक्तिओ.

( સાખી. )

માને નિર્બલ માનવી, વિષમ સત્ય-સોપાન
આત્મ-બલિષ્ઠ અડગ રહી, કરશે ઉર્ધ્વ પ્રયાણ !

( હરિગીત છંદ. )

* આશા તણી પરિ પૂર્તિમાં, માનોમઝા એ તોર છે,
આશા અધૂરી જો રહે, એમાં મઝા કંઇ ઓર છે.

( હરિગીત છંદ. )

જે હાથ રિપુના રુધિરથી, ખરડાઇને રાતો થનો,
હા ! તેજ હાથ દુઃખીતણા, અશ્રુ લૂછી ભીનો થતો !

( ગઝલ. )

ગુલોની કુમાશે ભર્યું, જીગર હમારૂં છે,
મગર સનમને માટે તો સૂયા સ્હેનારૂં છે;

---

* "જો મઝા ઇન્તેઝાર મેં દેખા,
ન વો વસ્લે યાર મેં દેખા."

નઝીર.

[ આ બે ઉર્દુ લીટીઓ, રા. મણિલાલ શિવશંકર શેલતે સૂચિત કરેલી છે. ]

## (१५) देवी भारती.



### ( રાગ-ખમાચ ઠુમરી. )

सुनीये देशी विदेशी जनो सब,
देवी भारती वीन बजारही–
दीन-कृशा; पर, परमकृपामयी,
सुखकर-स्वर्गीय संगीत गा रही!–सुनीये....
मृदुल-हृदय रसभीनी अखीयां,
यह प्रेमाश्रु-प्रवाह बहा रही;
यह मदमस्त दिगन्त हि डोले,
अयसी मधुरी धून मचा रही!–सुनीये....
सब विद्वेष-विषाद विनाशिनी,
शान्ति-समीरण लहरी छा रही;
सत्तास्वार्थोन्मत्त मनुजकों,
देखो ज्योति ज्वलंत जगा रही!–सुनीये....
सौख्यपिपासु विश्व सकल कों,
'त्यज भुञ्जीथाः' पाठ पढा रही;
प्रेमदेव सम्राट् बनाके,
सेवाधर्मकी आन जमा रही!–सुनीये....

## (૧૬) મૈયાનું ધ્યાન.



(રાગ દેશ)

જય! જય! મ્હારી મીઠી હો, મૈયા!
ધ્યાન ધરૂં હું ત્હારૂં—ધ્રુવ.

જીવન પલ પલ જાય સમુજ્જવલ,
તવ સેવાથી સુંદર મંગલ;
એ જીવન વ્રત મ્હારૂં, હો મૈયા! ધ્યાન ધરૂં હું ત્હારૂં.

મા! તુજ ચરણામ્બુજ રજ ચૂમતાં,
આ હું પતિત સુત પામું વિમલતા;
એ બસ, ધ્યેયજ મ્હારૂં: હો મૈયા! ધ્યાન ધરૂં હું ત્હારૂં

પાવની સેવા, યજ્ઞની વેદી,
પરમ સુભગ એ પ્રાણાહુતિ;
એ મુક્તિસુખ મ્હારૂં: હો, મૈયા! ધ્યાન ધરૂં હું ત્હારૂં.

મમ મન દેહ બને હો, માતર્!
ઉન્નતિ-વૃક્ષ વિકાસનું ખાતર;
એજ પરમ પ્રિય મ્હારૂં હો, મૈયા! ધ્યાન ધરૂં હું ત્હારૂં.



## (૧૭) हमारा हिन्दुस्थान.



( રાગ - આશાવરી. )

હમારા હરદમ હિન્દુસ્થાન
તુજ યશધ્વજ ગગને ફરકાવી,
કરીએ તુજ ગુણગાન. — હમારા.
સુંદર ઉપવન, સર, સરિતા ગિરિ,
ત્હેતું તુંજ નિધાન. — હમારા.
તુજ કુદરત–દેખાવ નિરખતાં,
થાય આત્મનતું ભાન. — હમારા.
રણયજ્ઞમાં તુજ કાજ દઈએ,
આહુતિ–અમ પ્રાણઃ — હમારા.
ફ્રેંચ, ડચ, અંગ્રેજો લોભ્યા,
શોભા નિરખી મહાન. — હમારા.
શું સદ્ ભાગ્ય, અહો ! ગિરિધરનાં ?
ત્હું છે જન્મ–સ્થાન ! — હમારા.

## (૧૮) "દૂધ લજાવ્યું."

( રાગ — ભૈરવી. )

દૂધ લજાવ્યું ભારત-જાયા !
સિંહણુ બાલ શૃગાલને હાથે,
હાય ! અરે ! સપડાયા -
ધિક્! ધિક્! રે, મ્હેમ જનુની લાજે,
બંધે જોઈ બંધાયા ! ભારત....
યુગ યુગથી પરદેશીઓના
પગ નીચે કચડાયા,
કેસરીઓ પારતંત્ર્ય પિંજરે,
- કેમ રહ્યા પૂરાયા ! ભારત.....
અદ્ભૂત ઉન્નતિ-શૃંગે મ્હેલાં,
જેહ હતા પૂજાયા,
તે અવનતિની ઉંડી ખીણે,
આજ અરે ! અથડાયા ! ભારત....
'ગુલામ' 'કાફિર' પદવી પામ્યા,
'કાયર' પણ કહેવાયા !
નિર્વીર્ય ને નિર્માલ્ય બન્યા, હો !
હાય ! હિન્દના જાયા ! ભારત....

## (१९) हिन्द के वाल !



(ગઝલ.)

હિન્દ કે બાલ ભૂખે, દેખો! બદન હય સૂકે,
લાખો તો મરભી ચૂકે, હા! ઉન્કો કોણ બચાવે!
હિન્દ કે બાલ.....

કરતે પૂકાર કોટિ, રોતે હય બીન રોટી,
ચલતી હય સખ્ત સોંટી, દુષ્કાલ કી સદાયે!
હિન્દ કે બાલ.....

ચમડેકી ઝુંપડી મેં, ઓ!આગ લગ રહી હે,
જલ કે વો ખાક હોગી, હા! ઉન્કો કોન બચાવે!
હિન્દ કે બાલ.....

અમીરો શાહુકારો, કયા કામ કે હજારો,
ભૂખે કે મુખ મેં ડાલો, ભોજન જે ભૂખ મીટાવે!
હિન્દ કે બાલ.....



## ૨૦ વાદલડી.

( રાગ-હિંડોલ ).

વાદલડી વિખરાઇ જશે,
છે પ્રબલ પવનનું જોર—ટેક.

પૂર્ણ પ્રપીહ કરીલે ! તૃષાને,
વ્યર્થ વીતાવી શોર !—વાદલડી......

સમય વિતે છે જાણી જગમાં,
જીવન છે બે પહોર;

પૂર્ણ પ્રપીહ કરી લે ! તૃષાને,
વ્યર્થ વીતાવી શોર !—વાદલડી......



## (૨૧) જ્ઞાન-ઉષા.

( રાગ-ભૈરવી ).

જરી નેતાં ! ખોલો, આત્મ સખે !

દીર્ઘ રાત્રિ આ વ્યતીત થઈ છે,

મધુરી જ્ઞાન-ઉષા ખીલશે.

ઘેરાં ઘોર-તિમિર પડ ભેદી,

જ્યોતિ જ્વલંત અહો ! પ્રકટે !

જરી.....................



## (૨૨) दिव्य व्हाणलुं.



(સારંગ).

બ્રહ્મ તેજ છવાયું,

થયું લુપ્ત તિમિર ઘોર દિવ્ય વ્હાણલું વાયું—બ્રહ્મ૦
આજ અખિલ સચર અચર અમૃતે ન્હાયું—
સકલ વિશ્વ, અહો! સુરવન શું સુહયું-દિવ્ય૦
જ્ઞાન-અર્કે અમરપ્રેમ-પુષ્પ ખીલાવ્યું,
પરિમલ હો! મ્હેકી જગત્ મસ્ત બનાવ્યું-દિવ્ય૦
શમી પીપાસા, પરમ મધુર પ્યાલું પીવાયું;
વાણી શું વદે; ન સૌખ્ય જાય બોલાયું!—દિવ્ય૦
પ્રેમ-સિન્ધુમાં ડૂબી પરિમીત ભૂલાયું,
દૃષ્ટિ બની અનંત, સ્વર્ગ નયન રહમાયું—દિવ્ય૦
સપ્તલોક એક સૂત્રમાં પરોવાયું,
છે બહુત્વે એક તત્ત્વ—એ સ્હમજાયું— દિવ્ય૦



## (૨૩) જીવંનનુ જીવવું.

દિવસ એક મનોહર આવશે,
જીવનનું જીવવું મીઠું લાગશે ;
દિવસ...............

નયન થી સરી સ્વર્ગીય અશ્રુઓ,
હૃદયમાં રસ-વર્ષણ લાવશે;
દિવસ...............

જીવનનુ જીવવું મીઠું લાગશે,
નવીન કો રસ-સૃષ્ટિ ખડી થશે;
—હૃદય સુંદરતાસંગ નાચશે ! !
દિવસ....................





# કાવ્યાર્થ-પ્રકાશિકા

અર્થાત

# કાવ્યો ઉપરની ટીકા.


લેખક,

જમાલ હીરજી દેવાણી

ઠે.—શ્રીસાર્વજનિક વિદ્યાર્થી-આશ્રમ

ગિરનાર રોડ, જૂનાગઢ.

## (૧) જય મહેશ્વરા!



કવિના પ્રત્યેક કાવ્યમાં પ્રેમ અને ભકિતનો અખંડ પ્રતિધ્વનિ રહેલો છે. આ કાવ્યમાં પણ એની એ રસોર્મિ ઉછળી રહે છે. આ કાવ્યમાં ત્હેનાં બીજાં કાવ્યો જેટલી તન્મયતા, હૃદયભેદક આર્દ્રતા નથીજ; તો પણ આ કાવ્યમાં કોઇ ભકિતનો વિલક્ષણ ભાવ છે! આ કાવ્યમાં કોઇ મહાન્ ભકતની ભકિતરસલીનતા નથી, કે કોઇ બ્રહ્મનિષ્ટ આત્માની જ્ઞાન-ગંભિર પ્રજ્ઞાનમય દશા નથી; પરંતુ પ્રભુને એક મહાન્ પરમપ્રેમ-જ્યોતિ-સ્વરૂપ પિતા ગણીને ત્હેની આગળ કવિ, એક બાલકના મૃદુભાવે પ્રાર્થના કરે છે. એટલું તો કહ્યા સિવાય છુટકોજ નથી, કે કવિનાં ન્હાનાં મ્હોટાં સર્વ કાવ્યોમાં પ્રતિબિંબિત થતી કવિના પોતાના હૃદયના નિર્મલ ભકિત અને પ્રેમમયતા વાંચકને રસમુગ્ધ કરી મૂકે છે.

> " અમ ઉરસાગર-ઉર્મિ ચ્હડી, ચ્હડી,
> " અતિ અતિ ઉંચે ધાય;
> " ઓ વિભુ! તુજ ચરણામ્બુજરજથી,
> " પુનિત થવાને ચ્હાય!"

આ ચાર લીટીઓમાં કવિની કવિતા, પૂર્ણિમાની રાત્રિએ સોળે કલાથી ખીલતા ચન્દ્રની પેઠે, ત્હેની પૂર્ણ કલાએ પ્હોંચી ગઇ છે!

કવિએ મનુષ્યના ઉરને સાગરની ઉપમા આપેલી છે. અને પ્રભુના ચરણામ્બુજને હિમાંશુ (ચન્દ્રની) ઉપમા આપેલી છે. પૂર્ણિમાએ ચન્દ્રના આકર્ષણથી થતી સમુદ્રની ભરતીની પેઠે, પ્રભુના ચરણ કમલજ મનુષ્ય હૃદયને પોતાની તરફ આકર્ષી રહ્યાં છે! મનુષ્ય પોતે પ્રભુ તરફ જવા સમર્થ નથી! પરંતુ, પ્રભુની કૃપાજ મનુષ્યને પ્રભુ તરફ પ્રેરી રહી છે! ખરેખર, આ એક કલ્પનાથીજ કવિના આ કાવ્યનું મૂલ્ય સહસ્રગણું વધી જાય છે! જો આ ચાર લીટીઓ ન હોય તો, કાવ્યનો રસ અને ગૌરવ છેક લુપ્ત થઈ જશે! ગીતાજીમાં શ્રી કૃષ્ણ ભગવાને ભક્તિનો મહિમા દર્શાવતાં કહ્યું છે કેઃ—

" सततं कीर्तयन्तोमां यतंतश्चदृढव्रता ः।
" नमस्यन्तश्चमांभक्त्या नित्ययुक्ता उपासते ॥"

[ જેઓ સતત્ મ્હારૂં કીર્તન કરે છે; શ્રવણ-અર્ચન પૂર્વક સંયમી છે; દૃઢવ્રતધારી બને છે, ભક્તિભાવ પૂર્વક મ્હને નમે છે, અને મ્હારી નિત્ય ઉપાસના કરે છે, તેઓ મ્હારા ભક્ત મ્હને પ્રિય છે ].

ખરેખર, કવિ પણ આવાં આવાં કાવ્યો રચીને પ્રભુનું કીર્તન કરીને પ્રભુનો ભક્ત ગણાય તો તેમાં શું આશ્ચર્ય?

---

# (२) 'हरिशरण'.



આ કાવ્યની મૂળ ભાવના કવિની પોતાની નથી. સ્વામીશ્રી રામતીર્થજીના એક અંગ્રેજી કાવ્યનો આ અનુવાદ છે. એક બ્રહ્મર્ષિની દશામાં વિરાજતા સંન્યાસીની ભાવનાઓ આટલી ઉન્નત અને દિવ્ય હોય તેમાં શું આશ્ચર્ય? તેમ છતાં, કવિએ કરેલા આ અનુવાદમાં પણ સુંદરતા અને અર્થગૌરવ નિ:સીમપણે જળવાયલાં છે.

કવિનું જે સ્વાભાવિક ભક્તિમય હૃદય, ત્હેની જે પ્રેમમય આતુર દશા, અને પ્રેમાશ્રુભીની જે આર્દ્રવાણી હતી-તે સર્વનું અદ્ભૂત પ્રતિબિંબ આ અનુવાદમાં પડ્યું છે; તેથી આ અનુવાદ મૂળ કાવ્ય કરતાં યે કોઇ અનુપમ રમણીયતા અને દિવ્યતાને ધારણ કરે છે ટુંકામાં, આ કવ્યમાં ભક્તિભાવની પરાકાષ્ઠા છે. એટલુંજ નહી, પણ જે રાગમાં આ કાવ્યને કવિએ ઉતાર્યું છે, તે રાગનો ધ્વની પણ એટલો મધુર, આર્દ્ર, સુકોમલ અને મોહક છે, કે કવિ જ્યહારે પોતાના દ્રવિત લયમાં ગાતા ત્યહારે શ્રોતાઓને તો સહજ સમાધિવશજ કરી દેતા, રોમાંચિતજ કરી મૂકતા! કવિએ એ પ્રમાણે પોતાનું આ કાવ્ય ગાવાની સાથેજ અનેકને પ્રેમાશ્રુ વહાવીને પુલકિત બનાવ્યા છે!

"હે હરિ! શિષ ધર્યું ત્હમ ચરણે,
આવી શરણે;
"પ્રભો! ત્હું મ્હારૂં જીવન લઇ લે,
"પ્રેરી! અભિન્ન ત્વન્મયં કરણે:
આવી શરણે"

× × × ×

ઉપરની લીટીઓથી એ અર્થ સૂચિત થાય છે કે, પ્રભુએ જે કાંઇ મનુષ્યને આપેલું છે તે પ્રભુનું છે. અને પ્રભુ અર્થેજ વાપરવાનું છે. માટેજ શ્રીકૃષ્ણ ભગવાને ગીતાજીમાં આજ્ઞા કરેલી છે કે–

*यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत्।
यत्तपस्यसि कौंतेय,! तत्कुरुष्व मदर्पणम् ॥"

આ કાવ્યનો ભાવ પણ ઉન્નત, દિવ્ય અને મધુર છે. પ્રભુએ મનુષ્યને મન, બુદ્ધિ, ઇન્દ્રિયો અને શરીર આદિ જે કાંઇ આપેલું છે, તે ત્હેને તારવા માટેજ મળેલાં છે. જો આ ઉપકરણોનો નિર્મલ–સાત્વીક ઉપયોગ કરવામાં આવે તો તે મનુષ્ય સહજ પ્રભુને પામી શકે! કવિ,

---

* "જે કરે, ભોગવે જેહ, જે હોમે, દાન દે જ જે,
જે તપે તપ, કૌંતેયા તે મ્હને સર્વ અર્પ ત્હું!"
(ન્હા. દ. કવિ.)

"હૃદય આ સોંપ્યું આપને હાથે,
"પાવન કરો! વિશુદ્ધિ-ઝરણે; આવી શરણે.
"પ્રભો! હું મ્હારાં નયનો લઇલે,
"ઉન્મત્ત કરજો! પ્રેમ પ્રસરણે; આવી શરણે.
"હસ્તો સોંપું આપને આજે,
"પ્રેરો નિત્યે પરોપકરણે; આવી શરણે.

* * *

ઉપરની પંક્તિઓથી કહે છે કે— પ્રભુએ મનુષ્યને જે નેત્રો આપેલા છે, તે વડે જો નિર્મલ વિશ્વવ્યાપિ પ્રેમ વડે જગતને જોઇ શકાય તો, અખિલ વિશ્વ એક પ્રેમના સિન્ધુ સમાન બની રહે; પ્રભુએ જે બાહુ આપેલા છે, ત્હેનો ઉપયોગ જો જગતની સેવા કરવામાં,— દુઃખીઆંઓનાં અશ્રુ લૂછવામાં કરી શકાય, તો જગતના પ્રત્યેક દૃશ્યમાં પ્રભુનું દર્શન થઈ શકે; અને તેવીજ રીતે જો મનુષ્ય પોતાની સર્વ વિભૂતિઓને પ્રભુ અર્થે વાપરી શકે તો, સહજ જીવન્મુક્ત સમી દશા પ્રાપ્ત થઇ શકે-પ્રભુના ચરણ-કમલમાં અખંડ નિવાસ પામી શકે. પરંતુ જેમ, પોતાનાજ સંરક્ષણાર્થે મળેલા શસ્ત્ર વડે કોઇ પાગલ મનુષ્ય પોતાનોજ નાશ કરી બેસે તેમ જગતનાં અસંખ્ય મનુષ્યો પ્રભુએ આપેલાં ઉપકરણો વડેજ નરકગામી થાય છે. માટેજ "मम माया दुरत्यया" એ સૂત્ર પ્રમાણે શાસ્ત્રોએ પ્રભુની માયાને દુસ્તર માનેલી છે. ગીતાજીમાં પણ એટલા માટેજ ભગવાને કહ્યું છે કે,

* " मनुष्याणां सहस्रेषु कश्चियतति सिद्धये।
यततामपि सिद्धानां कश्चिन्मांवेत्तितत्त्वत:–

આમ લાખો મનુષ્યોમાંથી કોઇકજ પ્રભુને પામી શકે છે. માટેજ કવિ અતિ આર્દ્ર અને ભકિતભાવપૂર્વક પ્રભુને પ્રાર્થના કરે છે કે :—

"જીવન નૌકા ડૂબવા લાગી,"
" સહાય થજો પ્રભુ ! આ ભવતરણે "
આવી શરણે "



## (૩) प्रभु साथेनी रमत.



આ કાવ્ય છેક ન્હાનું અને સામાન્ય લાગતાં છતાં, તેમાં ઉંડો અને વિશાળ ભકિતભાવ રહેલો છે. કવિઓની નૈસર્ગિક કાવ્યકલાદ્વારા કેટલીએકવાર મનુષ્યના સામાન્ય પ્રસંગનું વર્ણન કરતાંયે અદ્‌ભૂત જ્ઞાન કે રહસ્ય વ્યકત થઇ જાય છે! ત્હેનો આ સુંદર નમૂનો છે.

ઘણીએવાર બાળકો 'આંધળો પાડો' એ નામની રમ્મત રમે છે. તે રમતમાં એક જણની આંખે મજબુત પાટા બાંધી

---

*ભાવાર્થ:—હજારો મનુષ્યોમાંથી કોઇ એકજ સિદ્ધિ માટે પ્રયત્ન કરે છે, અને સિદ્ધિ માટે પ્રયત્ન કરનારાઓ માંહેના હજારોમાંથી કોઇ એકજ મ્હને તત્ત્વથી જાણે છે.

દેવામાં આવે છે. કે કશુંયે ન જોઇ શકાય! પછી બીજાં બધાં અહીં તહીં છૂપાઇ જાય છે. અને આ અંધ બનેલી વ્યકિત કોઇ એક નિયત કરેલી વ્યકિતને પકડવા નીકળે છે. પરિણામે આ અંધ વ્યકિત, તે મનમાં ધારેલી વ્યકિતને પકડવા જતાં, હાથમાં કોઇ જૂદીજ વ્યકિત આવી જાય છે. એમ પુનઃ પુનઃ કરતાં છતાંયે, આંખોએ પાટા બાંધેલા હોઇને ભ્રાન્તિમાં અહીં તહીં અપડાય છે, પણુ જહેને પકડવાની ઇચ્છા હોય છે તે વ્યકિત તો હાથમાં આવતીજ નથી.

આ પ્રમાણે, કેમ જાણે પ્રભુએ માયાનાં બંધનોથી જીવાત્માનાં જ્ઞાન-ચક્ષુને આવૃત કરેલાં ન હોય? તેની રીતે જીવાત્મા પોતાનાં જ્ઞાન-ચક્ષુ બદ્ધ થયા પછી, પ્રભુની શોધમાં નીકળે છે. પરંતુ, જ્ઞાન-દૃષ્ટિ આવૃત થયેલી હોવાથી, પ્રભુને ન ખોળી શકતાં કોઇ કોઇ માયાવી સ્વરૂપોને પકડી પાડે છે. છેવટે, જીવાત્મા થાકીને બોલી ઉઠતો હોય તેમ, કવિ જીવાત્માની આર્ત્તવાણીને બરાબર વ્યકત કરે છે.

"દૂર કાં પ્રિય! દોડ ત્હું મ્હારે રમત રમવી નથી,
"નયન-બંધન છોડ ત્હું મ્હારે રમત રમવી નથી;"
"હોયે રમત ઘડી બે ઘડી, નહિ માસ કે નહિ વર્ષ આ,
"જન્માન્તરો અનેક વીત્યા: આ રમત રમવી નથી."

આમાં કંઇક ઉંડુ રહસ્ય છે ×"ब्रह्मसत्यं जगन्मिथ्या जीवो ब्रह्मैव ना परः" ગીતાના એ સૂત્ર પ્રમાણે, જીવાત્મ ઇશ્વરથી દૂર નથી–પ્રભુ સ્વરૂપજ છે; પરંતુ યુગાન્તરોના આવરણોથી પોતે સ્વસ્વરૂપને–પ્રભુના દિવ્ય સ્વરૂપને ભૂલ્યો છે. એટલે, "बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते" ગીતાના એ સૂત્ર પ્રમાણે, અનેક જન્મો પછી જ્ઞાન થતાં થતાં જીવાત્મા પ્રભુના સ્વરૂપને પામવા આતુર બને છે, અને કથી ઉઠે છે કે, "तमसो मा ज्योतिर्गमय!" "असतो मा सद्गमय!" "मृत्योर्माऽमृतंगमय!" આપણા કવિએ આ મહાન્ રહસ્યોને બાળકોના સામાન્ય ખેલનના વર્ણન દ્વારા પ્રકટ કર્યાં છે! અહીંજ કવિનું કવિત્વ પ્રકટ થાય છે!

---

× આ સૂત્રો તો અદ્વૈતવાદને સિદ્ધ કરે છે, અને કવિએ તો આ કાવ્યમાં ભકતને અને પ્રભુને ભિન્ન માનેલા છે; પરંતુ, તેમાં શંકાનુ કશું કારણ નથી, કેમકે, અન્તે તો ભકત અને પ્રભુ અભિન્નજ બની રહે છે માટે, "जीवो ब्रह्मैवनापरः" "जीवोब्रह्मसुहृद्द्वयम्" એ વાકયો ભકિત અથવા જ્ઞાનની પરાકોટિનું દર્શન કરાવે છે. "ચિત્ત ચૈતન્ય વિલાસ તદ્રૂપ છે;

"બ્રહ્મની સાથે તો બ્રહ્મ લટકાં કરે!"

આ ભક્ત શિરોમણિ નરસિંહ મ્હેતાનું કથન ઉપરના સત્યનું સમર્થન કરે છે!

## (૪) " કવિનું હૃદય."



કવિએ અહીં 'કવિ' અને 'કવિનું હૃદય' એ વિષય ઉપર જે ઉલ્લેખ કર્યો છે; અને ત્હેનું યથાર્થ સ્વરૂપ સ્હમજાવવા માટે જે કાવ્ય ત્હેના હૃદય-પ્રદેશમાંથી સ્ફુર્યું છે, તેમાં કોઇ અસાધારણ વાણીનું સામર્થ્ય અને વિચારગૌરવ રહેલું છે. દ્રષ્ટાને તે જરૂર પ્રતીત થશે. આ ઉપરથી એટલું તો અવશ્ય સૂચિત થશે કે, કવિ પોતાના વિદ્યાર્થીજીવનમાંજ કેટલો સૂક્ષ્મદ્રષ્ટા, વિચારક અને ભાવનામય હતો. 'કાવ્ય'નું આદર્શ સ્વરૂપ સ્પષ્ટ કરનાર આ કાવ્ય, ખરેખર કાવ્યના કોઇ પ્રમાણભૂત સિદ્ધાંત સમું પ્રતીત થાય છે.

પ્રારંભમાં, કવિએ ગદ્યમાંજ 'કવિ'નાં ત્રણ મુખ્ય લક્ષણો ગણાવ્યાં છે. કવિ એ તત્ત્વજ્ઞાનનો છડીદાર છે–અર્થાત્, કવિની પાછળ પાછળ તત્ત્વજ્ઞાન જાય છે, એ પ્રથમ; જ્ઞાન એ કવિતાનો આત્મા છે–અર્થાત્ કવિ જ્ઞાનાત્મા હોવોજ જોઇએ, એ બીજું; અને ત્રીજું એકે, કવિ દ્રષ્ટા છે, સૂક્ષ્મ નિરીક્ષક છે.

વિશેષમાં, કાવ્યનો અન્તીમ ઉદ્દેશ શો છે, તે દર્શાવવા માટે તો તેણે વેદની ઋચા સમું મંગલ અને અર્થગૌરવથી ઉન્નત વાક્ય મૂક્યું છે કેઃ— "કવિનું જીવન કવિતા દ્વારા જનસમાજને પાર્થિવ સુખોપભોગની વિલાસી સામગ્રી પૂરી પાડવા માટે નથી; પરંતુ જગત્‌ની ઉન્નતિના ઇતિહાસમાં એક પવિત્ર, પ્રકાશમય અને ચિરઃ સ્મરણીય તત્ત્વ મૂકી જવા માટે છે."

હવે, આપણે કાવ્યનું સ્વરૂપ નીરખીએ.

આ કાવ્યમાં, 'કવિનું હૃદય,' કોઇ દિવ્ય અને પરમ ઉજ્વળ ભાવોથી પૂર્ણ ચિત્રેલું છે – વીણા–સ્વમાંથી ઉઠતા સંગીત સમું મધુર, મનોહારિ, સદ્‌બોધથી પ્રપૂર્ણ અને આર્દ્ર ભાવોથી નિર્ઝરતું છે. અર્થાત્, આ કાવ્યની ચમત્કૃતિ તો ખરેખર વર્ણનશક્તિનો પણ પરાભવ કરે તેવું છે.

"રંગ્યું પ્રકૃતિની પ્રવીણ પીંછીએ, જે રંગવૈવિધ્યથી,
"જેમાં સુંદરતા અને રસિકતા સ્થાપિત નૈસર્ગિકી;
"જેમાં આન્તરચેતના જગવતી ચિદ્‌શક્તિ રહે ઉછળી;
"જેમાં વિશ્વરહસ્ય બોધ રચના અંકિત છે નિર્મળી."

કવિનું હૃદય કેવું છે?—એ પ્રશ્નનો ઉત્તર આપતાં કવિ પ્રથમ ચાર લીટીઓમાં કહે છે કે, કવિનું હૃદય તો એવું હોય છે કે જ્યહાં પ્રકૃતિદેવીએ પોતેજ પોતાની અદ્વિતીય ચિત્રકલાથી વિવિધ ભાવનાઓના રંગો પૂરેલા છે; જ્યાં સુંદરતા અને રસિકતા તો નૈસર્ગિક પણેજ–સ્વતઃ સ્થાપિત થઇ રહેલી છે. જેમાં ચિદ્–શક્તિ–ચૈતન્યસત્તા–આત્મસત્તા એવી તો ઉછળી રહેલી હોય છે કે, તે વાંચકના હૃદયમાં પણ એજ આત્મસત્તાને પ્રકટાવે છે. વળી, જ્યાં નિર્મળી–કોઇપણ દોષથી રહિત એવા વિશ્વમાં શાં શાં રહસ્યો ભરેલાં છે તેનો ઉલ્લેખ કરતી–કોઇ બોધમયી રચના રહેલી છે.

"જે છે પૂર્ણ રસાર્દ્ર, જ્યાં મધુરતા છાઇ સુધાસ્યંદિની,
"જ્હેની રમ્ય ગતિ સદાય દિસતી નિર્દોષ, સ્વચ્છંદિની;

"જે નિત્યે રસલીન કેન્દ્રિત થઇ, જ્યહાં ભાવ છાયા બધી,
"સાધી જે રસબ્રહ્મયોગ ક્રમશઃ, પામ્યું વિકાસાવધિ."

બીજી ચાર લીટીઓમાં કવિ કહે છે કેઃ—

કવિનું હૃદય તો સંપૂર્ણ રસાર્દ્ર હોય છે, અને જ્યાં એવી તો અમૃત-નિર્ઝરતી મધુરતા રહેલી હોય છે કે, કેમ જાણે તેમાંથી અમૃતજ ટપકતું ન હોય? વળી, કવિ-હૃદયની ગતિ તો અખંડ રમ્ય, અને કોઇ પણ પ્રકારના પ્રતિરોધ વિના, કેવલ સ્વચ્છંદજ હોય છે. અને તેમ છતાં, તે સંપૂર્ણ નિર્દોષ સર્વ દોષોથી રહિતજ હોય છે. (જોકે, જ્યહાં જ્યહાં સ્વચ્છંદ હોય છે ત્યહાં ત્યહાં નિર્દોષતા નથીજ ટકી શકતી,—કોઇ પણ દોષ આવવાનો સંભવ છે. પરંતુ, આ કવિહૃદયની ગતિતો સદૈવ સ્વચ્છંદ રહેવા છતાં, સર્વ પ્રકારના દોષોથી મુક્ત રહે છે. કેમકે, ત્યાં કૃત્રિમતાનો સર્વથા અભાવજ હોય છે. વળી જે, નિરન્તર રસમાં નિમગ્ન રહે છે, અને જ્યાં સકલ ભિન્નભિન્ન ભાવનાઓની છાયા કેન્દ્રિત-એકત્ર થયેલી હોય છે. ટુંકામાં, જ્યહાં સિનેમેટોગ્રાફમાં દેખાતી ચિત્રવિચિત્ર ચિત્રસૃષ્ટિની પેઠે સર્વ ભાવનાઓનાં પ્રતિબિંબ પડયાં કરે છે અને ' रसोवैब्रह्म ' રસ એજ બ્રહ્મ છે, એ અનુભવતો જ્યહાં ક્રમેક્રમે વિકાસ પામીને પૂર્ણ રૂપે પ્રત્યક્ષ થાય છે—જ્યહાં રસની પરાકાષ્ઠા અનુભવાય છે.

"જેમાં કોઇક સૂક્ષ્મદ્રષ્ટી નીરખે, અદ્‌ભૂત ઉલ્લેખને,
"સુણે સૂક્ષ્મ શ્રુતિ, જગત્ગુરુ તણા સદ્‌બોધસંગીતને;

"દેખાતું રસ-મૂર્તિ, જ્ઞાની, ગુરુને દ્રષ્ટા અને તત્ત્વવાદ,
"જ્ઞાનાદેશ ભર્યા પુકાર કરતું, ઉદ્દ બોધવાને જગત્."

ત્રીજી ચાર લીટીઓમાં કવિ કહે છે કે,

કોઇ સૂક્ષ્મદ્રષ્ટા, એ કવિહૃદયમાં કોઇ અદ્દભૂત ઉલ્લેખને નિરખી શકે છે—કદાપિ કલ્પનામાં પણ નહિ અનુભવેલા હોય તેવી ભાવનાઓના આદર્શ નિરખી શકે છે. અને જ્હેમને આન્તરશ્રુતિ—જ્ઞાનરૂપી કર્ણેન્દ્રિય પ્રાપ્ત થયેલી છે, તેવા શ્રોતાને તો કોઇ એવું સદ્દબોધરૂપી સંગીત સાંભળવામાં આવે છે—કેમ જાણે શ્રીમદ્દ શંકરાચાર્ય સમા જગત્ગુરુનાજ જ્ઞાનાદેશ નીકળતા ન હોય? અને જે કવિહૃદય, કેવળ રસની મૂર્તિરૂપે, અથવા કોઇ દ્રષ્ટારૂપે, અથવા કોઇ તત્ત્વજ્ઞાની રૂપેજ પ્રત્યક્ષ થાય છે—કેમ જાણે જગત્ને ઉન્નતિના માર્ગે લઇ જવા માટે જ્ઞાનાદેશભર્યા પુકારો કરી રહ્યું ન હોય? ટુંકામાં, કવિહૃદયમાંથી સ્ફુરતા શબ્દે શબ્દમાંથી અદ્દભૂત જ્ઞાન અને રસ ઉભરાય છે!

છેલ્લી ચાર લીટીઓમાં કવિ કહે છે કે,

કવિહૃદયનો ઉદ્દભવ જ જાણે રસમાંથી થયેલો હોય છે; અને રસનીજ સ્નિગ્ધતા વડે ત્હેનું પોષણ થાય છે. અર્થાત્ કવિહૃદય તો સદૈવ—રસ—એ વસ્તુને સ્હમજનાર, રસમાંજ ઓતપ્રોત રહેનાર. અને રસના પોષણથીજ પોષાયલું રહે છે. કેમકે, "રસ" એજ આત્મા હોય છે અર્થાત્ રસ એજ એનું સર્વસ્વ હોય છે. આવું રસથી ભીનું—આર્દ્ર રહેતું કવિનું હૃદય અખંડ રસથી પ્રપૂર્ણ રહેછે. અને તેમાંથી જે રસબિન્દુઓ ટપકે છે, તે કાવ્યપ્રવાહરૂપે વહે છે. અર્થાત્ આ રસબિન્દુઓજ કાવ્યરૂપે આવીર્ભાવ પામે છે.



## (५) कवितानो आदेश.

કવિતાનો ઉદ્દેશ શો છે? આદર્શ કવિતા કેવી હોય? અને કવિનું હૃદય કેવું હોય છે? વગેરે પ્રશ્નોના ઉત્તર કવિએ પોતાના "કવિનું હૃદય" એ નામના કાવ્યમાં સ્પષ્ટપણે આપેલા છે. છતાં, 'કવિતા' સંબંધી કવિના એના એ ભાવ ફરી આ ભિન્ન સ્વરૂપે વ્યક્ત થાય છે.

સંસારનું જડત્વ નષ્ટ થાય, અને સર્વત્ર રસમયતા સીંચાય, એજ ઉદ્દેશથી પ્રભુએ કવિજીવનનું નીર્માણ કર્યું હોય એમ કવિ માને છે. સંસારમાં રહેલા રાગદ્વેષ, સ્વાર્થ અને અભિમાન, મદ લોભ અને આસક્તિ દૂર થાય, અને હ્હેને સ્થાને પ્રેમ, ભક્તિ, નિઃસ્વાર્થતા, સેવા અને પ્રભુદર્શનની દિવ્ય અને રસપૂર્ણ ભાવનાઓ પ્રકટ થાય—એજ કવિજીવનનું ધ્યેય છે, એમ માનીને કવિ કહે છે કે,

"રસ જ્યોતિર્મય બનતા સર્વે,
ગ્રામ, સમાજ દેશ,
"રસમયતા ભરી વિશ્વ અખિલમાં,
રસમય છે વિશ્વેશ."

આમ સર્વત્ર નિર્મલ પ્રેમ અને જ્યોતિ પથરાય, અને પ્રત્યેક હૃદયમંદિરમાં પ્રભુ વિરાજે, એ કવિની મહોજ્જ્વલ આકાંક્ષા છે. કવિએ હવે પછીના પોતાના "દેવી આરતી" એ નામક કાવ્યમાં પણ કહેલું છે કે,

"પ્રેમદેવ સમ્રાટ્ બનાકે,
'દેખો જ્યોતિ જ્વલંત જગા રહી."

આ પ્રમાણે કવિ-વિશ્વપ્રેમ અને આત્મ જ્યોતિનીજ ઉપાસના કરી રહેલા છે; એટલુંજ નહિ પણ કવિ જગત્‌માં સત્યનો ઉપદેશ કરનારા આચાર્યો, ધર્મસંસ્થાપકો, કે ઉપદેષ્ટાઓને પણ વિનંતિ કરે છે કે, જગત્‌ને સત્યનો સદ્‌બોધ દેવાની સાથે રસ, પ્રેમ અને ઐક્ય આદિ તત્ત્વોનો ભૂલથીયે વિધ્વંસ ન કરે! કેમકે રસ અને પ્રેમાદિ તત્વોનો ધ્વંસ થતાં તો જરૂર મહાન્ સત્યો પણ નીરસ અને અગ્રાહ્ય થઇ પડશે! આતો પ્રત્યક્ષજ છે!

શમશેરની ધારાઓ રણક્ષેત્રમાં શત્રુઓનો પરાભવ પૂર્ણતાથી નથી કરી શકતી પરંતુ, એક પ્રેમપૂર્ણ મહાત્માની વાક્‌દ્વારા તો નિરન્તરને માટે, શત્રુઓને પણ પોતાનાજ દાસાનુદાસ-બનાવી શકે છે!

અનેક શિક્ષકોના શુષ્ક ઉપદેશ કરતાંયે સ્નેહવત્સલ માતાનાં પ્રેમપૂર્ણ નયનોમાં દ્રવતાં બે પ્રેમાશ્રુઓ વિદ્યાર્થીના જીવનનું સંપૂર્ણ પરિવર્તન કરવા સમર્થ છે! માટેજ કવિ કહે છે કે,

"રસમય સત્યજ પાઠવવામાં,
કવિતાના આદેશ."

અને માટેજ, સંસ્કૃત કવિઓ પણ કથી ગયા છે કે, "सत्यं ब्रूयात्प्रियंब्रूयान्नब्रूयात्सत्यमप्रियम्" [સત્ય વદવું. અને પ્રિય વદવું; સત્ય છતાં અપ્રિય ન વદવું"]

# (૬) प्रेमीपंखीडां !



પ્રભુને પામવાના તો અનેક માર્ગ છે. કર્મયોગ, જ્ઞાનયોગ, અને ભક્તિયોગ-આ ત્રણ તો શાસ્ત્રોએ કથેલા વિશિષ્ઠ માર્ગ છે. પરંતુ, પ્રેમદ્વારા પણ પ્રભુનો સાક્ષાત્કાર (દર્શન) સહજ થઇ શકે તેમ છે. માટે, 'પ્રેમયોગ' એ પણ એક વિશિષ્ઠ માર્ગ છે, એમ કહેવું અનુચિત નહિ ગણાય.

'પ્રેમ' તો ખરેખર પાવનકારી પુણ્યપંથ છે. પ્રેમ એ મનુષ્ય સ્વભાવમાં કેન્દ્રસ્થાને હોઇને, સર્વ કોઇ સરલ રીતે એ માર્ગે જઇ શકે, એ સ્વાભાવિક છે. તત્ત્વજ્ઞાન કે યોગાભ્યાસનાં અધિકારી તો વિરલ હોય છે; અને ઉગ્ર તપશ્ચર્યા પણ કોઇક-નેજ સુલભ લાગે; પરંતુ, પ્રેમભક્તિનો પુનિત પંથ તો સર્વને પ્રિય અને સુકર છે !-સર્વ માર્ગોનો હેતુ તો માત્ર એટલોજ હશે-હોવો જોઇએ-કે ક્રમેક્રમે અહંભાવનો સર્વાંશે લય થઇને સર્વત્ર પ્રભુનુંજ દર્શન થાય !-અન્તે તો, સકલ વિશ્વ ઇશ્વરમય, ઇશ્વરના પ્રકટ સ્વરૂપે, કે ઇશ્વરના વિરાટ શરીરરૂપે પ્રકટ થાય! પ્રેમદ્વારા પણ દેહભાન ભૂલાતાં અને આત્મશુદ્ધિ વૃદ્ધિ પામતાં પામતાં બધું અદ્વૈતભાવેજ જણાય ! અથવા, પ્રેમદ્વારા પણ, "वासुदेवमिदं सर्वं" (આ સઘળું વાસુદેવમય છે.) અર્થાત્ "सर्वंखल्विदं ब्रह्म" (આ સઘળું બ્રહ્મરૂપે છે) એ મહાવાક્યનો અનુભવ જરૂર થઇ શકે. માટેજ, કવિ આ કાવ્યમાં નીચેની પંક્તિઓમાં કહે છે કે,

વૃન્દાવનની પ્રેમમસ્ત ગોપીઓ પોતાના નિર્વિકાર પ્રેમથી સહજ પ્રભુપરાયણ થઇ શકી હતી, એ વાર્તાથી કોણ અજાણ્યું છે? વળી, પ્રેમરસ ભીના ભક્ત કવિ નરસૈયાની પ્રેમવાણી પણ કથે છે કે,

"પ્રીત કરૂં, પ્રેમથી પ્રકટ થાશે!"

અને શબરી જેવી એક ભીલડીએ પણ માત્ર એઠાં બોરથીજ ભગવાન્ શ્રીરામચન્દ્રજીને પ્રસન્ન કર્યા હતા; કે સુદામાજીએ શ્રીકૃષ્ણને તાંદુલથી વશ કર્યા હતા; કે ભક્તરાજ વિદુરજીનાં પત્નીએ પોતાના શરીરની શુદ્ધિ પણ વિસરી જઇને કેળાંનો છાલોથીજ ભગવાન્ કૃષ્ણનું આતિથ્ય કર્યું હતું, તે સર્વમાં વિશ્વજિત્ પ્રેમમન્ત્ર વિના બીજું શું હતું?

પ્રભુ! માનવીના હૃદય હૃદયમાં પ્રેમનું સામ્રાજ્ય સ્થાપો! કે જગતમાંથી અનેકાનેક દુઃખોના ધ્વાન્ત ટળીને આનંદ અને પુણ્યના પ્રકાશ પ્રકટે!!



## (૭) સ્નેહી સમાગમ.



આ કાવ્ય કવિએ, જૂનાગઢમાં શ્રી બ્હાઉદ્દિન કોલેજમાં એકત્ર થયેલી (Social Gathering) સ્નેહી-સમાજ સમયે રચીને ગાયું હતું.

ત્હેના હૃદયનો સંપૂર્ણ આહ્લાદ, પ્રેમ અને પ્રમોદ આ કાવ્યમાં ઉભરાઇ રહ્યો છે! ત્હેની નૈસર્ગિક પ્રેમમય દશાનું આ સુંદર અને અખંડિત ચિત્ર છે. આ કાવ્યમાં અક્ષરે અક્ષરે

જાણે કવિનું પ્રેમપૂર્ણ હૃદય, પ્રેમથી મલકાતું મુખ અને આર્દ્રભાવોથી ઉજ્જ્વલ નેત્રનું દર્શન થતું ન હોય?

"અંતર તણા બહુ ઉમળકાથી મધુર સ્મિત થઈ જાય છે,
"રસનાદ રેલે હૃદય-વીણા: મીઠું મીઠું કંઇ ગાય છે"
"આતુર અમીમય આંખડી-પ્રેમાશ્રુથી ભીંજાય છે,
"સ્નેહી તણા દર્શન થતાં-દિલમાં કંઇ કંઇ થાય છે!!"

કવિનાં આ વાકયો, ઉપર કહેલા કથનની સાક્ષી પૂરે છે! કવિના જે જે મિત્રો હતા, તે સહુ કવિના પ્રેમમય સ્વભાવથી મુગ્ધ હતા. ત્હેના પ્રેમહાસ્યમાંજ ત્હેની કવિતાનું દર્શન થતું! ત્હેના પ્રેમમય વર્તનથી સિદ્ધ થતું કે સાચા કવિની કવિતાતો ત્હેના હૃદયમાં, નેત્રમાં, વદનમાં, અને વાણીમાંજ વસેલી હોય છે. "ચંદ્ર છુપે નહિ બાદલ છાયા" શ્રી ગંગ કવિની આ ઉક્તિ પ્રમાણે કવિનું કવિત્વ ત્હેના બાહ્ય જીવનમાંજ પ્રકટ થતું. એટલુંજ નહિ, પણ આ કાવ્યથીતો એ પણ, સિદ્ધ થાય છે કે, જ્યહાં જ્યહાં વિશુદ્ધ પ્રેમ હોય છે, ત્યાં ત્યાં આવી અલૌકિક દશા થઇ જાય છે. અન્તે, કવિની શ્રદ્ધા તો એટલી હદ સૂધી પ્રકટ કરે છે કે,

"નયનોથી નયનો જ્યાં મળે, હૃદયે હૃદય જોડાય છે;
"સૌ પ્રેમ સિન્ધુમાં ડૂબે, સાચું સ્વર્ગ ત્ય્હાં ખડું થાય છે"

આ વાકયો દ્વારા નિર્મલ પ્રેમ મનુષ્યને કેટલી હદ સૂધી પાવન કરે છે, ક્ય્હાં સૂધી પ્રભુની સમીપ લઇ જાય છે, અને કેટલી હદ સૂધી આનંદની પ્રાપ્તિ કરાવી આપે છે, તેનું સુંદર અને અપ્રતિમ ચિત્ર વાચકની દૃષ્ટિ સમીપ મૂકે છે!

## (૮) પંખીડાં !

આ કાવ્યમાં કવિએ મનુષ્ય-જીવનને ઉપવન સમું ગણ્યું છે; અને માનવીઓ તેમાં વિહાર કરનારાં વિહંગમ છે એમ કલ્પ્યું છે. કવિ કહે છે કે,–

" કરી લ્યો કલ્લોલો હો, પંખીડાં !
" રે પલમાં ઉડી જાવું છે, હો !
" જીવન ઉપવન સુંદર વિકસ્યું,
" તે અધુના કરમાવું છે, હો ! "

સર્વાંગ સુંદર અવયવો, અને નાના પ્રકારની ઈશ્વરદત્ત શક્તિઓથી આ જીવન સંપૂર્ણ વિકસેલું છે,–અનેક ભાવતરંગ વડે સાગરની સપાટી સમું લોલવિલોલ સુંદર વિલસી રહ્યું છે.

" મધુર સુવાસિત સ્વર્ગીય પુષ્પો,
" સૌરભથી સોહાવું છે, હો !
" ચાખી લ્યો કુમળાં ફળ મીઠાં,
" ગાઇ લ્યો ગીત ગાવું છે, હો !"

† આ માનવ-પક્ષી જન્મ-જન્માન્તરોનું પ્રવાસી છે. પોતાના ધ્યેયની પ્રાપ્તિરૂપી જે કાંઇ ફલફુલનો આસ્વાદ લેવાનો છે, તે લેવાની ધન્યઘડી પ્રાપ્ત થઇ છે.

---

† " अनेक जन्म संसिद्धस्ततो याति परांगातिम् "
[ ભાવાર્થ:—અનેક જન્મોની સંસિદ્ધિને પરિણામેજ, મનુષ્ય પરાગતિ-મોક્ષગતિને પામે છે. ]

અર્થાત્, સુંદર, પવિત્ર ઉન્નત આદર્શો સિદ્ધ કરવાની અમૂલ્ય તક આવી મળેલી છે. નહિતર, જોતજોતાંમાંજ આ મનોહર જીવન-ઉપવનની લીલા ક્ય્હારે સંકેલાશે તે કોણ જાણે છે? કવિ આમ પુનઃ પુનઃ અવલોકીને વાંચકને ઉદ્બોધન કરે છે, અને જીવનને પૂર્ણરીતે ખીલવવાના કયા કયા પ્રધાન ગુણો છે ત્હેને વર્ણવે છે.

"દુઃખીયાં દિલને શાન્ત કરીને,
"પિયૂષ-પ્યાલું પાવું છે, હો!
"પીડાતાં પર પાંખ પ્રસારી,
"પરદુઃખે દુઃખાવું છે, હો!"
"કરુણા ઝરણાં વ્હેતાં મૂકી,
"ઔદાર્યે ઉભરાવું છે, હો!
"પ્રેમી મૃદુ ઉન્નત-વર્તનથી,
"ઉચ્ચ ચરિતે અંકાવું છે, હો!"

× × × ×

જીવનમાં કરુણા ઝરણાં વ્હેતાં થાય, રોમરોમમાં પ્રેમપ્રકટે, દુઃખીયાંઓનાં અશ્રુ લૂછવા આત્મા અધીરો બને, ઔદાર્યમાં કૃતાર્થતા સ્હમજાય,— ટૂંકામાં, પ્રેમમય, મૃદુ નિષ્કલંક ભક્તિ પુનિત-પરોપકારમય જીવન રચાય, એજ કવિનું હૃદય અવિરામ ઝંખે છે. આ પરમઉદાર ભાવનાઓનો, ગીતાજીના એકજ શ્લોકમાં, સમાવેશ થઇ જાય છે.

× "लभन्ते ब्रह्मनिर्वाण मृषयः क्षीण कल्मषाः
छिन्नद्वैधा यतात्मानः सर्वभूतहितेरताः ॥

આ કાવ્ય, આવા સત્ત્વગુણસંપન્ન ઋષિવરોની આદર્શદશાની કલ્પના કરાવે છે. અને એ કલ્પનાની સાથે, દયાની પ્રતિમા સમા મહાત્મા ઇસુખ્રિસ્ત, કે દયાના પૂર્ણ અવતારરૂપ ભગવાન્ બુદ્ધ, શ્રી મહાવીર કે તેત્રિસ કોટિ ભારતવાસીઓને તારનાર પ્રેમમૂર્તિ મહાત્મા ગાંધીજીની પુણ્યશ્લોક મૂર્તિઓનું સ્મરણ કરાવે છે।

---

× ભાવાર્થઃ—જહેમનાં પાપ ક્ષીણ થયાં છે, જહેમના દ્વૈતભાવ શમી ગયા છે, જેઓ જિતાત્મ છે, અને જેઓ સર્વ પ્રાણીઓના હિતમાં નિમગ્ન થયેલા છે, એવા ઋષિઓ બ્રહ્મનિર્વાણ-મોક્ષને પામે છે



## (૧) To Tears! (અશ્રુઓને!)

આ કાવ્ય, અંગ્રેજી ભાષામાં લખાયલું છે. તે ઉપરથી સ્હમજાય છે કે, કવિ એટલી કિશોર વયમાંયે પોતાની માતૃભાષામાં કાવ્યો રચવા ઉપરાંત, અંગ્રેજી કે હિન્દી જેવી પરભાષાઓમાંયે કાવ્યો રચી શકતા; તે કેવા આનંદાશ્ચર્યની વાત કહેવાય? ત્હેનું આ પ્રત્યક્ષ દૃષ્ટાંત છે.

આ કાવ્ય જોકે છેક ન્હાનકડું છે; પરંતુ, તેમાં રહેલી ભાવના તો બહુજ ઉન્નત અને ઉજ્જ્વલ છે. કવિ પોતાનાં સ્વાર્થીય આંસુઓને–વ્યક્તિગત દુઃખોને તો તિરસ્કારી કહાઢે છે! એવાં આંસુઓથી પોતાનાં નેત્રો પણ કલુષિત થાય છે એમ માને છે. અને પોતાનાં નેત્રોમાંથી દુઃખી જગતને જોઇને દયાથી દ્રવતા કોઇ દિવ્ય અશ્રુઓના પ્રવાહને નિમન્ત્રે છે! અને તે દ્વારા પોતાના કપોલને–ગાલને–પાવન કરવાની અભિલાષા રાખે છે! આ ભાવના કેવી મહાન્, દિવ્ય અને પાવનકારી છે?!

(હરિગીત છંદ.

### અશ્રુઓને.

"ઓ સ્વાર્થમય અશ્રુ! કરો કાં નેત્ર મમ કલુષિત બહુ?
રે કાં લખો? ત્હમ મૂર્ખ ભાષા મુજ વદન માંહી; ખરુ!
કિન્તુ; વહો! અવિરામ અશ્રુ–દિવ્ય કો ઝરણા રૂપે,
ગદ્ ગદિત જગને વ્યક્ત કરી–પાવન કરો મુજ ગાલને!"

ખરેખર, આંસુ આંસુમાં પણ ભેદ છે! માટેજ, કવિશ્રી ન્હાનાલાલ દલપતરામે કહ્યું છે કે,

"આંસુડાંના ભેદો, હો! બતાવો! બતાવો! કોઇ" પોતાના સ્વાર્થ અર્થે સૌ કોઇ આંસુ ઢાળે છે. પોતાનાં દુઃખોનાં રુદન કયું મનુષ્ય નથી કરતું? પરંતુ ગદ્દગદિત કંઠે રુદન કરતા જગતના દુઃખી આત્માઓને જોઇને રૂદન કરે એવા મહાન આત્માઓ તો વિરલજ હોય છે! જેમ શ્રી ભગવાન બુદ્ધને દુઃખી જગતનાં અશ્રુઓ તરફ જોતાં સમસ્ત રાજ્ય વૈભવ તુચ્છ લાગ્યાં! શ્રી રામચંદ્રજીને ધર્મનાં પુનિત અશ્રુઓથી ભીંજાઇને બાર બાર વર્ષના વનવાસ પ્રિય લાગ્યા! કે દયામૂર્તિ ક્રાઇસ્ટે દુઃખી જગતની ખાતર વધસ્તંભે ચ્હડવાનું કબુલ કર્યું! અને ભારતના ત્રિસ કરોડ આત્માઓનાં અસહ્ય અન્યાય દુઃખોથી પડતાં અશ્રુઓને જોઇને, જેમ આ યુગના પ્રભુઅવતાર સમા મહાત્મા ગાંધીજી જેલખાનાનાં અસહ્ય સંકટો સહન કરે છે! એ અશ્રુઓની કીમ્મત તો અલૌકિકજ છે! કવિ પણ અહીં પરમાર્થભાવથી પુનિત થયેલા હૃદયમાંથી નીકળતાં અશ્રુઓનું વર્ણન કરે છે! જેઓ પોતાનાં દુઃખાશ્રુઓની ધૈર્યથી અવગણના કરે છે, અને પારકાનાં અલ્પદુઃખે પણ અનુકમ્પાનાં દૈવી અશ્રુઓથી ભિંજાય છે, તેવા ઉદારચારિત મહાન્ આત્માઓની અશ્રુઓની આ કથા છે; સામાન્ય મનુષ્યોનાં સ્વાર્થમય અશ્રુઓની આ વાર્ત્તા નથીજ. માટેજ, મહા કવિશ્રી ભવભૂતીએ પોતાના "उत्तरराम चरितम्"એ ગ્રન્થમાં ભગ

" वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि
लोकोत्तराणां चेतांसि कोहि विज्ञातुमर्हति ॥"

[ પોતાનાં દુઃખોને સમયે જે હૃદય વજ્ર કરતાં પણ વધારે કઠોર હોય છે, અને પારકાનાં દુઃખો તઃ૬ જોતાં જ્હેમનાં હૃદય પુષ્પથી પણ વધારે સુકોમલ બને છે, તેવાં જગતશ્રેષ્ઠ મનુષ્યોનાં હૃદયને જાણવા કોણ સમર્થ છે ? ]



## ( ૧૦ ) हृदयने !



આ કાવ્યમાં કવિના આર્દ્ર અને સુકોમલ હૃદયનું રુદન માત્ર છે. ત્હેની દશા કેમ જાણે વૈરાગ્યથી ખિન્નતા ભરેલી હોય તેમ સૂચિત થાય છે.

કંઇ કંઇ મહાન્ ભક્તો અને બ્રહ્મનિષ્ઠ આત્માઓની આવી સ્થિતિ થયેલી હોય છે, એમ એ પુરૂષોનાં જીવન-ચરિત્રો સાક્ષી પૂરે છે શ્રી રામકૃષ્ણ પરમહંસદેવે દિવસોના દિવસો સુધી માતા કાલિના મંદિરમાં બેસીને " કાલિ! દર્શન દે! દર્શન દે! " એવા પુકારોથી સતત્ રુદન કર્યું છે. તે ત્હેમના જીવન-ચરિત્રથી સિદ્ધ થાય છે. આવા અનેક જન્મોના તપસ્વી આત્માઓનાં કોઇ કોઇ કર્મો અવશેષ રહેલાં હોય છે, તે ક્ષીણ થવા નિમિત્તેજ જન્મ ધારણ કરેલો હોય છે. તેવા દૈવી આત્માઓના દેહ વિષયોપભોગ માટે નથીજ હોતા. એટલે, પૂર્વની તપશ્ચર્યાના બલે વૈરાગ્યના વ્હેનમાં તણાતાં તણાતાં આ મુમુક્ષુ આત્માઓ આમ રુદન કરી કરીને પૂર્ણ

વિશુદ્ધિ પ્રાપ્ત કરે છે। તેવા દિવ્ય આત્માઓને આ સંસારના શૃંગારિક અને મોહમય દૃશ્યો તરફ જોતાં એકાએક વૈરાગ્ય ઉપજે છે. વિષયોની ક્ષણિકતા સ્હમજાતાં, પોતાના અવ્યય બ્રહ્મધામમાંથી પોતે ભ્રષ્ટ થયેલાછે એવો અનુભવ થતાં પુનઃ એ દિવ્ય ધામમાં જવાને અધીરા બનીને રુદન કરે છે। એક તરફથી જ્યહારે સામાન્ય લોકો માયિક સુખોમાં નિમગ્ન બનીને અટ્ટહાસ કરે છે, ત્યારે આવા જીવન્મુકત પુરુષો સંસારની અસારતા તરફ દૃષ્ટિ કરતાં બધેય નીરસતા જણાતાં રુદન કરે છે। પ્રાકૃત અને જીવન્મુક્ત આત્માઓનાં જીવનમાં આટલો બધો વિરોધ હોય છે. માટેજ ગીતાજીમાં કહ્યું છે કે, * સર્વ જીવોને રાત્રિ સમી સૂની સૂની ભાસતી જીવન્મુક્ત દશામાં સંયમી આત્માઓ જાગે છે; અને જે માયિક સુખોમાં સંસારના જીવો સુખાસકત રહે છે, તે બ્રહ્મઉપાસી મુનિઓને નિશા જેવાં-શૂન્ય ભાસે છે-તેમાં તેઓ ઉદાસીન રહે છે।

કવિએ પણ આમ કેટલીએક વાર રુદન કરેલું છે. તે આ સેવકને પરિચિત છે. કેમકે તે આ સેવકના એક સુહૃદ હતા. જ્યારે કવિ, શ્રી જૂનાગઢની બ્હાઉદ્દિન કોલેજમાં, વિદ્યાભ્યાસ કરતા હતા, તે સમયે કવિ, શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી શ્રી રામતીર્થ આદિ મહાપુરુષોનાં ચરિત્રો અને ઉપદેશામૃતના

---

* या निशा सर्वभूतानां तस्यां जागर्ति संयमी।
यस्यां जाग्रति भूतानि सा निशा पश्यतो मुनेः॥"
(गीता)

અનન્ય ઉપાસક હતા. એકવાર, જૂનાગઢની સાન્નિધ્યમાં આવેલી 'લક્ષ્મણ ટેકરી' ઉપર જઇને શ્રી રામકૃષ્ણદેવની પેઠે પોતે પણ રુદન કરવા માંડેલું. પોતાની ઓરડીમાં પણ શ્રી રામકૃષ્ણદેવનો ફોટો રાખી ત્હેની, અશ્રુનાં અર્ઘ્ય સાથે પૂજા કરતા! પુષ્પો ચ્હડાવતા!! કવિની આ વૈરાગ્યમય સ્થિતિનું આ કાવ્યમાં પ્રતિબિંબ પડયું હોય એમ જણાય છે.

"કહે ત્હું મ્હને હે પ્રિય હ્રુદય! એવું ત્હને શું થાય છે?
"જેથી ઘડી ઘડી રમતમાં રોવાઇ આમ જવાય છે!
"હસવું મધુરૂં ક્ય્હાં? હવે તો અશ્રુ ઉન્હાં ખેર તું!
"સંગીત મીઠું ક્ય્હાં? હવે સ્વરઐક્ય આ તૂટી જતું!"

ખરેખર કવિનું મુખ સદા ગંભિર, શોકમય અને દયાર્દ્ર રહેતું. હાલતાં ચાલતાં મુખમાં કાવ્યનું ગુંજન થયાં કરતું! ત્હેને કોઇ પણ રમત ગમતમાં આનંદ પડતો ન્હોતો. ફરી ફરીને એકાન્તવાસમાં બેસીને રુદન કરવું કે કાવ્ય પ્રવાહને ઝીલવો એ એમનો સ્વાભાવિક કાર્યક્રમ હતો! કવિના મુખમાંથી સ્વતઃ ઉચ્ચાર થઇ જાય છે કે,

"કરવા પ્રસન્ન ત્હને પહેરાવું હું માલા પુષ્પની,
"તે તુજ ઉંડા નિઃશ્વાસના અગ્નિથી કરમાઇ જતી;"

આ કવિ આનંદ માટે કાંઇ કાંઇ કૃત્રિમ પ્રયત્નો કરતા; પરંતુ, ત્હેની સ્વાભાવિક ખિન્ન પ્રકૃતિ પુનઃ પુનઃ વિજય પામતી

"प्रकृतिं यान्ति भूतानि निग्रहः किं करिष्यति ?"

એ સૂત્ર કવિના લલાટમાં જાણે ભાગ્યદેવીએ લખી રાખ્યું ન હોય?

"માથી છૂટું પડી, કો શિશુ રમતાં ગયું માને ભૂલી,
"સ્મૃતિ આવતાં રોઇ પડે! એવી દિસે ત્હારી સ્થિતિ!"

આ વાકયો ઉપરથી સૂચીત થાય છે કે, કવિનું રુદન કોઇ ઉન્નત ધ્યેય માટે હતું. એવી પ્રતીતિ પણ કવિને હતી. જેમ માતાને જોઇને બાળક રડે છે, તે કાંઇ ભય કે દુઃખને લઇને નહિ; પણ, પોતે માતાને ભૂલી જવાથી થતા પરિતાપને લઇનેજ! કવિ પણ કેમ જાણે દીર્ઘકાળ પ્રભુને ભૂલી જઇને ફરી પ્રભુનું તીવ્ર સ્મરણ થતાં પરિતાપના દુઃખેજ રુદન કરે છે.

"રસહીન દેશ તણા પ્રવાસી સમ ઉદાસી થઈ જતું,
"કહે! ત્હું મ્હને પૂર્વે કયા રસદેશનું વાસી હતું?"

કવિને ખરેખર પોતાના કોઇ પૂર્વપરિચિત રસમય પ્રદેશ-અંતે જન્મ ની કોઇ નિરામય નિર્વિકલ્પ બ્રાહ્મી દશાનું જાણે જ્ઞાન હોય તેવીજ રીતે આ સંસાર ત્હેને રસહીન જણાતો! અને તેથીજ પોતે હૃદયને આ નિગૂઢ પ્રશ્નો પૂછેલા છે!



## (૧૧) રસતૃષા.



રસની મિમાંસા સમું, રસ નિર્ઝરતું કવિનું આ કાવ્ય, ત્હેનાં સર્વ કાવ્યોમાં કદાચિત્ પ્રથમ પદ પ્રાપ્ત કરે તેવું છે. કોઇ વિરલ રસિક આત્માની રસિકતા આ કાવ્યમાં શબ્દે શબ્દે દ્રવે છે. પરંતુ, એ રસેશ્વરને પાર્થિવ લોકમાં પોતાના રસની પરિતૃપ્તિ કેવલ અલભ્ય લાગતાં, પોતાના હૃદયની અતૃપ્તિ

દર્શાવતી-હૃદયભેદક કંપનાઓ ભરેલી કોઇ આર્ત્તવાણી અહીં પ્રકટે છે.

કવિનું જીવન આ લેખકને બહુજ પરિચિત હતું. સંગીત રસની તૃષા હેને અનહદ હતી. તેથીજ કોઇપણ સ્થળે જ્હાં સંગીતના વિરલ સ્વરો હેને સૂણાતા કે તુર્તજ પોતાના અભ્યાસનેયે વિસરી જઇ, આહારનિદ્રાની કશી પરવા કર્યા વિના, પુષ્પમાં ગુંગળાઇને મૃત્યુ પામનાર રસભોગી + ભ્રમરની પેઠે, અથવા " यत्र यत्र मनोयाति तत्र तत्र समाधयः" જ્હાં જ્હાં ચિત્ત જાય, ત્યાં ત્યાં સમાધિ સુખ પ્રાપ્ત કરનાર યોગી જનની પેઠે, સંગીત રસનો આસ્વાદ લેવામાં નિમગ્ન થઇ જતા. કોઇવાર નાટકો જોવાની અતિ ઉત્કટ અભિલાષા પણ હેને એટલાજ કારણથી થતી. સંગીતજ્ઞાનની ઉચ્ચ કોટિ પ્રાપ્ત કરનાર એ ગાયકને કોઇ પણ સંગીતશાળા કે ગાંધર્વ-વિદ્યાલયમાં નિયમિત તાલીમ મળીજ ન્હોતી. પરંતુ, અનેક જન્મોના હેના એ અભ્યાસેજ હેને એ દશામાં વાળેલા. બહુધા ન્હાની વયમાંથીજ હેને સંગીત તરફના અપૂર્વ રાગને લઇને જ્હાં જ્હાં કોનોગ્રાફ વાગતો હોય ત્યાં ત્યાં કલાકોના કલાકો સાંભળીને સંગીતજ્ઞાન પ્રાપ્ત થયેલું. કુદરત સિવાય હેને

---

\+ " रात्रि गमिष्यति भविष्यति सुप्रभातं
भास्वानु दिष्यीति हसिष्यति पंकजश्रीः
इत्थं विचिन्तयति कोशगते द्विरेफे
हा हन्त हन्त! नलिनीं । गज उज्जहार ॥

સંગીતનું જ્ઞાન આપનાર ત્હેનો કોઇ ગુરુ ન્હોતાજ. અને જેમ ફોનોગ્રાફમાં ગાયકના છાપી પ્લેટ ઉપર ઉતરતા જાંડે છે, તેમજ કોઇપણ સ્થળે સંગીત સાંભળતાંજ ત્હેનો રસ, આપ તાલ કે રાગરાગિણીના પ્રકારાન્તરનું જ્ઞાન સહેજ પ્રાપ્ત થઇ જતું. કુદરત એજ ત્હેની શાળા હતી, અને ભિન્ન ભિન્ન ગાયકો એજ ત્હેના ગુરુને સ્થાને હતા.

હવે આપણે કવિના આ કાવ્યને અવલોકીએ. કવિને પોતાને સંગીતનું જ્ઞાન બહુજ ઉચ્ચ કોટિનું હતું. અને એ જ્ઞાનનેજ પરિણામે પોતાની અત્યંત ગરીબાઇમાં પણ અભ્યાસનાં સાધનો અને યશ પ્રાપ્ત થયેલાં હતાં. સભાઓમાં ત્હેના ગાયન માટેની સર્વની સ્પૃહા રહેતી, અને ત્હેનું ગાયન સાંભળ્યા પછીજ સર્વને આનંદની પરિતૃપ્તિ થતી, એજ ત્હેના સંગીતવિષયના જ્ઞાનનું સચ્ચોટ અને પ્રત્યક્ષ પ્રમાણ છે! તોપણ ત્હેને સંગીતના વિષયમાં પારંગત થવાની દૃઢાભિલાષા હતી. સંગીતના પરમ મધુર રસની પરિતૃપ્તિ માટે ત્હેની અખંડ ઝંખના હતી. પ્રથમની બે પંક્તિઓ ત્હેની સાક્ષી પૂરે છે.

"જ્યહાં દિવ્ય કો સંગીતનો રસઅબ્ધિ ઉભરાઇ રહ્યો,
"યુગ યુગ થયાં તલસું; અરે! લઇજાઓ કોઇ ત્યાં મ્હને."

કવિએ અનેક દૂર દૂરના અને સમીપના ગાયકોને સાંભળેલા. બહુ બહુ સંગીત-રસનું પાન કરેલું; છતાં ત્હેને સર્વકાલ અતૃપ્તિજ રહેતી. માટેજ કવિ બોલી ઉઠે છે કે,

"કંઇ કોટિ કોકિલ બુલબુલોના કંઠથી ઝરતી સુધા,
"નિઃશેષ બધીયે પી ગયો: પણ હા! તૃષા છીપવી નથી."

" આ તૃષા છીપવવા ભમ્યો હું દૂર નિર્ઝર–નિર્ઝરે,
" પણ ક્યાંહિ રસનિર્ઝર નહિ; મૃગતૃષ્ણિકા બધું્યે અરે !

એટલુંજ નહિ, પરંતુ એક તરફથી જડ–રસહીન કૉલેજનો અભ્યાસ, અને કંઇ કંઇ વિષમ અને કટુ કૌટુમ્બિક અને વ્યાવહારિક પરિસ્થિતિઓ ત્હેના જીવનને આવતી રહેતી. અને બીજી તરફથી વાંસના વૃક્ષમાં ફૂટતા અંકુરોની પેઠે, હૃદયમાં રસાબ્ધિના પ્રચંડ તરંગો ઉછળી રહેતા. આથી ત્હેનું જીવન અનેકવાર ખેદથી કલુષિત અને રસહીન થઇ જતું. એટલુંજ નહિ, પરંતુ, પોતાની આન્તર અભિલાષાઓ સર્વથા દબાઇ જતાં, ત્હેનું જીવન ત્હેને કેવળ બોજા રૂપેજ ભાસતું. અને સંસાર પણ ત્હેને કેવલ જડ, રસહીન અને દુઃખમયજ ભાસતો. માટેજ તે આર્ત્તસ્વરે બોલી ઉઠે છે કે,

" ક્ય્હારે વધારે ને વધારે રસ સતત પીધા કરૂં ?
" આ નિરસતા આ ભાર ક્ય્હારે નિત્ય માટે વિસરૂં ?
" કરમાઇ મૃત્યુ વશ થશે હમણા જીગની આ કળી
" કો આ સમય રસ સિંચીને જીવન નવું અરપી શકે ?"

અન્તે તો ત્હેને આ અનિવાર્ય ખેદને પરિણામે એવો અનુભવ થતો કે, " મ્હારૂં જીવન હવે ટકવું અશક્ય છે !" એની એ ઝંખનામાં અને હૃદયના કોઇ ઉંડા દુઃખજ્વાલમાંજ ત્હેનું જીવન અન્તે હોમાઇ ગયું–હતું ન હતું થઇ ગયું છે !

કવિનું અન્તીમ ધ્યેય એ હતું કે જીવનના સર્વ વ્યવહારનો પરિત્યાગ કરીને સંગીતના અતલ અબ્ધિમાં ડૂબી જવું અને

રસ સમાધિમાંજ પરબ્રહ્મનું દર્શન કરવું ! પરંતુ કવિને પોતાની એ પરમપ્રાપ્તિની સિદ્ધિ ન થવાથી અન્તે તો પોતાનું અપૂર્ણ જ્ઞાન અને રસની અતૃપ્ત ત્હેના પરમદુઃખની કારણભૂત થઇ પડી ! માટેજ, તે દીનવાણીથી બોલી ઉઠે છે કે,

" આ વિરલ રસના સ્વાદની લ્હેજત અરે ક્યાંથી લીધી ?
" હા ! કૈંક કાલાન્તર ગયા ! રૂહેવું તલસતું ક્યાં સૂધી ? "

એટલુંજ નહિ, પરંતુ તે પોતાનાં જેવાં કોઇ કોઇ રસ-સિદ્ધિને નહિ પામેલાં એવાં રસયોગીઓને પ્રશ્ન પૂછે છે કે;–

" મ્હારા સમાં એ રસતણા તરસ્યાં જગતમાં જે વસે,
" ત્હેને પૂછું–" કહેશો મ્હને, આ તે તૃષા કેવી હશે ? "

× × × ×

## (૧૨) અતિ નિરાશા.

આ કાવ્યમાં કરુણારસની પરિસીમા છે. અહીં કવીનાં હૃદયની નિરન્તરની આન્તરવેદના અક્ષરે અક્ષરે દ્રવી રહી છે. જાણે, ત્હેની રૂદન કરતી કરુણામય મુખમુદ્રાનું દર્શન સહજ થઇ આવે છે. ત્હેના હૃદયની આર્ત્ત વાણી,–શ્યામ મેઘપટલને વીંધીને જતી સૌદામિનીની પેઠે, વાચકના શોક-કલુષિત હૃદયને ભેદીને સોંસરી ચાલી જાય છે !

ઉન્નતિનાં શિખરોથી, અવનતિની ખીણો સૂધી ગ્હડતા ઉતરતા ઉર્ધ્વગામી આત્માની હૃદય દશાનું આ એક અદ્ભૂત ચિત્ર છે. અનેક પ્રતિકૂલતાઓ અને માયાનાં બન્ધનો તોડી

છોડીને ઉર્ધ્વમાર્ગે ચ્હડવા ઇચ્છનાર, કોઇ પણ મહાન્ આત્માએ આ આન્તરવેદનાઓ સહી નહિ હોય એવો તો વિરલજ હશે !

આ કવિતા દ્વારા કવિ, સમસ્ત વૈભવનો ત્યાગ કરનાર, ભગવાન બુદ્ધ જેવા અનેક જન્મના સંસિદ્ધ પુરુષને પણ પોતાની પ્રેમમૂર્તિ પ્રિયા યશોધરાને અને તુરતના જન્મેલા બાળકને છોડીને જતાં આન્તર વેદનામાં જે અશ્રુ પડતાં હતાં ત્હેનું સ્મરણ નથી કરાવતો શું ? અને ભગવાન શ્રીકૃષ્ણે જ્હેને 'ગુડાકેશ' 'પરંતપ' 'ભરતર્ષભ' અને 'નરપુંગવ' આદિ વિશેષણો લગાડેલાં હતાં, તે ધનુર્ધર અર્જુનની મોહ દશાને પણ નથી સ્મરાવતો શું ?

અરેરે ! માનવ-હૃદયની વેદનાઓ કેવી દારૂણ અને વિષમ હોય છે ? શું અર્જુન જેવા ધનુર્ધરને પણ એમ કહેવાનો વખત આવ્યો હશે કે "* મ્હારાં ગાત્રો ગળે છે, મુખ સૂકાય છે, શરીરમાં ધ્રુજારો થાય છે, અને રોમાંચ ખડાં થાય છે, હાથમાંથી ગાંડીવ સરી પડે છે, ત્વચા બળે છે, ઉભા રહેવાની પણ શકિત નથી—અને કેમ જાણે મ્હારૂં મન ભમતું ન હોય ?—આ કાવ્યમાં કવિના હૃદય દુઃખની પરિસીમા છે.

---

* "सीदान्ति मम गात्राणि मुखं च परिशुष्यति ।
"वेपथुश्च शरीरे मे रोमहर्षश्च जायते ॥
"गाण्डीवं स्रंसते हस्तात्त्वक्चैव परिदह्यते ।
"न च शक्नोम्यवस्थातुं भ्रमतीव च मे मनः ॥" (गीता).

"ઘડી કૈંક ગઇ, દિવસો ગયા, માસો ગયા, વર્ષો ગયાં,
"ભાંગી જીગર ચકકી હજુ શું પીસણું બાકી રહ્યાં?"

x x x x

"હાય! આ કેવી દસોટી કહે ત્હું કાયમ આ જીગર?
"રાખ્યું પરોવી શૂળીએ પણ જાન જાવા દે નહિ!"

ઉપરની લીટીઓથી કવિ કહે છે કે:—

"હૃદયતો વિદીર્ણ થઇ ગયું છે—ચૂરેચૂરા થઇ ગયા છે; તોપણ હૃદય વેદનાનો અન્ત હજુ નથી આવ્યો! અરે! મ્હારી તો એવી દશા થઇ છે કે, જાણે મ્હને તો ફાંસીએ ચ્હડાવેલો છે, અને છતાં, મ્હારા પ્રાણ તો નથી જતા!" અન્તે ત્હેને એટલે સૂધી દુઃખભ્રાન્તિ ઉપજે છે કે, દયા સિન્ધુ પ્રભુમાં પણ ત્હેની નિઃસીમ દયા વિષે શંકા ઉપજે છે! એટલે તે કેવલ શ્રદ્ધાહીન થઇને નિરાશાભરી વાણીમાં બોલી ઉઠે છે કે,

"માલિક દયાળુ છો? હશો! આ ભગ્ન દિલ માને નહિ
"આ જીંદગી ચાલી ગઇ! મ્હેં તો દયા દીઠી નહિ!"

શું જગન્નિયંતાની આવી અસહ્ય વેદના આપવામાં શું દયા હશે ખરી? રે! આ ભગ્ન દિલતો આમાં પ્રભુની દયા જોઇ શકતું નથી! દીર્ઘકાળ અસહ્ય વેદના સહ્યા છતાં પણ, આત્માની ઉન્નત અને આનંદભરી દશા તો પ્રાપ્ત ન જ થઇ

## (१३) आशानो संदेश.

આ કાવ્ય, આગળ વર્ણવેલા કરુણામય કાવ્યના પ્રત્યુત્તરરૂપેજ લખાયલું છે. વિશેષમાં, શોકમાં ડૂબેલું હૃદય પુનઃપ્રસન્નતામાં આવ્યા પછી કવિએ પોતાનો આ ઉદ્ગાર પ્રકટ કરેલો છે. કેમકે (" प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यव तिष्ठति " ગીતા).

આ પ્રમાણભૂત વાક્ય પ્રમાણે, પ્રસન્નચિત્ત મનુષ્યની બુદ્ધિ સ્થિર થાય છે.

જેમ અર્જુન–વિષાદની પછી, * " હે અર્જુન! આ નપુંસકપણું ન પામ, આ ત્હને શોભતું નથી, ત્હારી ક્ષુદ્ર હૃદયદુર્બલતાને ત્યજી ઉભો થા!" વગેરે વાક્યોથી શ્રીકૃષ્ણચંદ્રજી ધનુર્ધર અર્જુનને જેમ ઉદ્બોધન આપે છે; તેમ કવિને પણ ત્હેનો અંતર્યામી પ્રભુ અદ્રશ્યપણે ધૈર્ય અને જાગૃતિ આપે છે અને એ હૃદય-ચેતનામાંથી જ આ કાવ્ય સ્ફુરેલું છે.

વળી કવિને સ્હમજાય છે કે, આતો માત્ર ક્ષણિક તિમિરાભાસ છે; કસોટી જ છે; આ દુઃખો કાંઈ શાશ્વત નથી માટેજ તે બોલી ઉઠે છે કે,

"આતો ક્ષણિક તિમિર-આભાસ,
"નથી એ કારણ થવા નિરાશ."——

---

*" क्लैब्यं मास्म गमः पार्थ! नैतत्त्वय्युपपद्यते ।
क्षुद्र-हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप! " ॥

વળી, ત્હેને સ્હમજાય છે કે. જગતના મહાન્ પુરૂષોનો માર્ગતો અપાર કષ્ટો અને માનસ વેદનાઓ વચ્ચેથીજ પસાર થાય છે તોપછી મ્હારા જેવા મહત્ત્વાકાંક્ષી આત્માને પણ કસોટીઓ કેમ ન આવે?-તેથીજ કહે છે કે,

"વિઘ્નજાળ વચ્ચેની વાટ,
"વીરનરોને લખી લલાટ."

વળી ધૈર્ય રાખતાં રાખતાં, આશાના પ્રકાશમાં આવી જઈને બોલે છે કે,

"પ્રતિ જીવનમાં રહ્યું પ્રયાણ,
"લક્ષ્યે જઇ સહુ લ્હેશે લ્હાણુ!"

ગીતામાં કહ્યું છે તેમ "स्वे स्वे कर्मण्यभिरतः संसिद्धिं लभते नरः" પ્રત્યેક આત્મા પોતાના કર્તવ્યમાં નિમગ્ન રહેવાથી અંતે તો સંસિદ્ધિને પામે છે। કવિને એટલે સુધી શ્રદ્ધા ઉપજે છે કે, જ્હેને સૂર્ય; ચંદ્ર કે અગ્નિ પ્રકાશિત કરતાં નથી પણ જે સ્વયંપ્રકાશિત છે; અને જ્યહાં મનુષ્ય પહોંચ્યા પછી પાછો કદાપિ વળતો નથી તે પરમ ધામ × મ્હારૂં છે. કવિને પ્રતીત થાય છે કે અન્તે તો માનવ જીવનનું ભાગ્ય આનંદ અને પ્રકાશથી સમુજ્જ્વલ છે તેથી કવિ કહે છે કે,

"લાખવાર પડી આખડી જાય,
"એક દિન બાલક ઉભું થાય!"

---

× न तद्भासय ते सूर्यः न शशाङ्को न पावकः।
यद्गत्वा न निवर्तनन्ते तद्धाम परमं मम॥

જેમ, બાળક અનેકવાર પડતાં આખડતાંજ ઉભું થતાં શીખે છે, તેમ મનુષ્ય આત્મા પણ અનેક હર્ષવિષાદને પરિણામે જ ઉન્નતિના શિખરે પ્હોંચે છે! પ્રભુ! સર્વને ઉન્નતિના માર્ગ દર્શાવો! અને કસોટીઓ–દુઃખો સહવાનું આત્મબલ-શ્રદ્ધા આપો!



## ( १४ ) प्रकीर्ण काव्यपंक्तिओ.



કવિના અહીં કેટલાએક ભિન્ન ભિન્ન ઉદ્‌ગારો રહેલા છે. તેમાં રહેલ અન્તર્ગત ભાવો બહુજ ઉન્નત અને બોધદાયક છે. જાણે એ ભિન્ન ભિન્ન સૂત્રોજ હોય તેવા મર્યાદિત છતાં, સંપૂર્ણ જેવા ભાસે છે.

" માને નિર્બલ માનવી, વિષમ સત્ય સોપાન;
" આત્મબલિષ્ઠ અડગ રહી, કરશે ઉર્ધ્વ પ્રયાણ.

આ એક આત્મબલનો તરંગ છે. કવિની શ્રદ્ધાભરી મનોદશાનું એ દર્શન કરાવે છે.

ગીતાજીમાં કહ્યું છે કે, " उद्धरेदात्मनात्मानंनात्मानमवसादयेत् [ મનુષ્યે પોતે પોતાના આત્મા વડેજ પોતાનો ઉદ્ધાર કરવે; પોતે પોતાને અવસાદ–નિરાશામાં નાખવો નહિ. " ] આ ભાવનાનો ધ્વનિ ઉપરની પંક્તિઓમાં રહેલો છે. ખરેખર, મનુષ્યે પોતેજ પોતાની કલ્પનાઓ, સંકલ્પો, અને કૃતિઓથીજ પોતાનું જીવન રચેલું છે; મનુષ્ય પોતેજ પોતાનાં સુખદુઃખ કે ઉન્નતિ અવનતિ આદિનો સ્રષ્ટા છે અને સ્વામીશ્રી

રામતીર્થજી જેવા સિદ્ધ પુરુષના મુખમાંથી એવો ઉદ્‌ગાર પ્રકટ થાય કે, "केवलं ममेच्छा न तु ईश्वरस्य" [આ વર્તમાન પરિસ્થિતિઓ રચવામાં કેવલ મ્હારીજ ઇચ્છા છે, નહિ કે ઇશ્વરની.] તો તેમાં શું આશ્ચર્ય ? માટે, મનુષ્યે પોતે પોતાની ભાવનાઓ અને કૃત્તિઓને ઉત્તરોત્તર પરિશુદ્ધ કરવા પ્રયત્નવાન્ થવું જોઇએ, એ કવિનો આશય છે.

"ગુલોની ફુમાશે ભર્યું જીગર હમારૂં છે,
"મગર સનમ ને માટે તો સૂયા સ્હેનારૂં છે.

આ પંકિતઓ પણ કવિના હૃદયની ધૈર્ય-સંપન્ન, અડગ સ્થિતિનું સૂચન કરે છે. હૃદય પરદુઃખે પુષ્પસમું સુકોમલ, અને તેમ છતાં, વિઘ્નો સહવામાં વજ્રસમું કઠોર; એ શ્રેષ્ઠ દશાનું દર્શન કવિ કરાવે છે. માટેજ મહાકવિ શ્રી ભવભૂતિએ પોતાના 'उत्तररामचारितम्' નામક સંસ્કૃત ગ્રન્થમાં ભગવાનશ્રી રામચન્દ્રજીના લોકોત્તર આત્માનું દર્શન કરાવતાં કહ્યું છે કે,

" वज्रादपि कठोराणि मृदूनिकुसुमादपि ।
लोकोत्तराणां चेतांसि कोहि विज्ञातुमर्हति ॥

[ ભાવાર્થ:-પુષ્પોથીયે સુકોમલ અને વજ્રથી પણ કઠોર એવાં મહાપુરુષોનાં ચિત્તને સ્હમજવા કોણ સમર્થ છે? ] આ વાક્યોમાં ઘણુંજ ગાંભિર્ય રહેલું છે. કેમકે, તેમાં રહેલા ગુણો પરસ્પર એટલા તો વિરોધી છે, અને તેમ છતાં, એટલા તો-અભિન્ન-ઓતપ્રોત છે કે, એ ભાવના અશક્ય જેવી ભાસતાં છતાં, તદ્દન સંભવિત અને સત્ય છે, જે મનુષ્ય ખરેખર

મહાન્ હોય છે, ત્હેનુંજ હૃદય પુષ્પસમું સુકોમલ અને આર્દ્ર હોય છે; પણ તેજ સાથે, તે મહાન્ વિઘ્નોને સહવામાં પણ તેટલુંજ હિમાલય સમું નિશ્ચલ અને નિડર હોય છે. પરંતુ, જે મનુષ્ય ભીરુ અને બલહીન હોય છે ત્હેનું અંતઃકરણ તો કઠોર હોય છે, અને વિઘ્નો કે વિપત્તિઓથી દૂર દૂર નાસનારૂંજ હોય છે માટેજ, આ વિરોધી છતાં, એકરૂપે રહેલા આ બે ગુણોનું એકી સાથે દર્શન થવું તો કેવલ મહાન્ આત્માઓમાંજ સુલભ છે. આત્મબલિષ્ઠ સુજનો—જ'સનમ'—ધ્યેય-ઇશ્વરપ્રાપ્તિ—કોઇ પણ મહત્ત્વાકાંક્ષા—ની સિદ્ધિ અર્થે અનેકાનેક કષ્ટો સહન કરી શકે છે.

*"આશા તણી પરિપૂર્તિમાં માનો મઝા એ તોર છે,
"આશા અધૂરી જો રહે, એમાં મઝા કંઇ ઓર છે.

આ વાક્યોમાં કાંઇ અનેરી મીઠાશ છે. પ્રગતિ માત્રનો મન્ત્ર આ લીટીઓમાં છૂપાયલો છે. પ્રથમ વાત તો એ છે કે, આશાઓની પરંપરા એટલી અનંત અને અમર્યાદિત છે કે, ત્હેની પરિતૃપ્તિને અનુભવનાર તો કોઇક વિરલજ હોય છે—કોઇ જીવનમુક્ત આત્માજ હોય છે, તેમ છતાં સામાન્ય રીતે જોઇએ તો, મનુષ્ય એક આશાને સફલ કરવાના પ્રયત્નમાં જે આનંદ અનુભવી શકે છે, તેટલો આનંદ ત્હેને

---

*"જો મઝા ઇન્તેઝાર મેં દેખા,
"ન વો વસ્લે યારમેં દેખા;"

નઝીર,

તે આશાને સફલ કર્યા પછી નથીજ લાગતો; કેમકે, એક આશા સફલ થવાની સાથેજ, કોઇ બીજી નૂતન આશા તેટલાજ વેગથી ઉદ્ભવે છે, અને તેથી ફલિત થયેલી આશાનું મહત્વ તો ત્હેને કાંઇજ નથી લાગતું કેમકે, મનુષ્ય આત્માની સપૂર્ણતા કોઇ એવી એકાદ આશાથી સિદ્ધ થઇ શકતીજ નથી પરંતુ, જન્માન્તરો સૂધી, એવી અનેકાનેક આશાઓની સિદ્ધિને પરિણામેજ કાંઇક આત્માની યથાર્થ સત્તાનું ભાન થાય છે। માટેજ શ્રી ગીતાજીમાં કહેલું છે કે,

" कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन "

[ કર્મમાંજ ત્હારો અધિકાર છે, કર્મફલમાં કદાપિ નથી ]

" જે હાથ રિપુના રૂધિરથી ખરડાઇને રાતો થતો,
" હા! તેજ હાથ દુઃખીતણા અશ્રુ લૂછી ભીનો થતો!

આ વાક્યમાં ઘણુંજ અર્થ ગાંભિર્ય રહેલું છે. ત્હેનો ભાવાર્થ એવો છે કે. જે પુરુષો પોતાનાં શત્રુઓને હણવા સમર્થ છે,–એવા જિતાત્માઓજ દુઃખીજનોના અશ્રુ લૂછવાને સમર્થ–અધિકારી હોય છે, તેવાં નિર્બલ જનો દુઃખી જનોનાં અશ્રુ લૂછવા જેટલી ધીરતા, નિઃસ્વાર્થતા, કે દિવ્યતા કેમ દાખવી શકે? આ પંક્તિઓ કવિની પોતાનીજ સ્વરચિત નીચેની કાવ્ય પંકિતઓનું સ્મરણ કરાવે છે.

" ગુલોની કુમાશે ભર્યું જીગર હમારૂં દં
" મગર સનમને માટેતો સૂયા સ્હેનારૂં છે."

## (૧૫) દેવી ભારતી.



કવિનું આ કાવ્ય તો અપૂર્વ સુંદર, અદ્‌ભૂત સુકોમલ, આર્દ્ર-રસથી નિર્ઝરતું અને ઉંડા ભાવોથી ભરપૂર છે. આમાં, કવિનો **ભારત**માતાની પ્રત્યેનો ભક્તિભાવ વ્યક્ત થવાની સાથે **ભારત**ની પ્રાચીન **આર્ય**તાનું ગૌરવ પ્રકટ થાય છે.

કાવ્યના ભાવો તરફ દ્રષ્ટિપાત કરવા પહેલાં કવિએ **ભારત** માતાનું જે દિવ્ય, મંગલ, સુકોમલ કરૂણામય ચિત્ર કાવ્યદ્વારા ચિત્રેલું છે, તે તપાસીએ તો તેમાં પણ કાંઇ અજબ મીઠાશ અને સુંદરતા રહેલાં છે. આર્થિક ગરીબાઇમાં રીબાતી પરંતુ, ધર્મરસભીની **ભારત**-માતાને એક દેવીનું સ્વરૂપ આપેલું છે.

તે-**ભારત**માતા-દેખાવમાં દીન, શરીરમાં કૃશ, પરંતુ સ્વભાવમાં તો પરમકૃપામયી છે. તે પોતાના હસ્તકમલમાં તો વીણાને ધારણ કરીને, પરમસુખકર અને સ્વર્ગીય સંગીત ગાઇ રહી છે. ત્હેનું હૃદય અત્યંત મૃદુલ છે; અને રસભીનાંનયનો માંથી પ્રેમ અને દયાનાં અશ્રુ વહી રહ્યાં છે. આ ત્હેની દિવ્ય -આકૃતિ છે. કવિએ કરેલી આ કલ્પના કેટલી સુંદર, દિવ્ય અને ચિત્તાકર્ષક છે ? આ સ્થૂલ આકૃતિના વર્ણનમાં પણ કોઈ ગૂઢ અને સૂક્ષ્મ આન્તર ભાવો છૂપેલા છે.

ભારતનાં લાખો મનુષ્યો અન્ન વસ્ત્ર વિના ટળવળે છે, માટે ત્હેને દીન અને કૃશ કહેલી છે. પરંતુ, **ભારત**માં દયાધર્મ-અહિંસા અને પ્રેમની લાગણી હૃદય હૃદયમાં ભરેલી છે, માટે ત્હેને પરમકૃપામયી-એ વિશેષણથી અભિષિક્ત કરેલી છે. **ભારત**ના

પ્રાચીન ઋષિમુનિઓએ પોતાનાં જીવન અખંડ પ્રભુની શોધમાંજ વ્યતીત કરેલાં છે. तमसोमा ज्योतिर्गमय मृत्योर्माऽमृतंगमय!" વગેરે વાક્યોદ્વારા ત્હેમણે માયાના અંધકારમાંથી નીકળી પ્રભુની પરમ નિર્મલ જ્યોતિ, અને સ્થૂલજીવનનાં મૃત્યુમાંથી, આત્માના અમરપણાને પામવાની પરમ, દિવ્ય વાંછનાઓ વ્યક્ત કરેલી છે! માટેજ ભારતીનું સંગીત પરમ સુખકર-દિવ્ય છે. વિષય સુખો ગમે તેવાં વિશાલ અને સુંદર હશે, પરંતુ અન્તે તો તે દુઃખમાંજ પરિણત થશે; માત્ર પ્રભુમાંજ વૃત્તિઓને કેન્દ્રિત કરવાથીજ અખંડ શાન્તિ પ્રાપ્ત થવાની છે. એટલુંજ નહિ, પરંતું, ઉપનિષદો ગીતા અને વેદાદિ આર્યશાસ્ત્રોમાં તો મનુષ્યોનું અન્તીમ ધ્યેય તો પ્રભુ પ્રાપ્તિનેજ માનવામાં આવેલું છે. અને ત્હેને પરિણામે તો હજારો સન્યાસીઓએ જગતનાં સકલ સુખોને તુચ્છ ગણીને વનવાસ સેવ્યા છે. અને અતિ કઠિન તપ આદરેલાં છે. સમસ્ત વૈભવનો ત્યાગ કરનાર, વૈરાગ્યનાં અશ્રુઓથીભીંજાતો, દયાની પ્રચંડ ઘોષણા કરનાર પ્રેમભીનો ભગવાન્ ગૌતમ બુદ્ધના પુણ્ય શ્લોક નામથી કોણ-કયો દેશ-અપરિચિત છે? માટેજ, ભારત-દેવીના નયનોમાંથી પ્રેમ અને દયાનાં અશ્રુઓની ધારા વહી રહી છે એમ કવિએ સૂચિત કરેલું છે. એટલુંજ નહિ પણ, ભારતના આ વૈરાગ્યપૂર્ણ બ્રાહ્મી-જીવનનો પ્રતિધ્વનિતો દૂર દૂરના દેશોમાંયે પડેલો છે. બ્રહ્મદેશ, ચીન, જાવા, શિયામ, મલાકા અને જપાન જેવા દેશો તો આજ પણ બૌદ્ધ-ધર્મને પાળે છે. એટલુંજ નહિ, પણ, ભગવાન્ ઈસુ ખ્રિસ્તને પણ એશિયામાંથીજ આત્મજ્ઞાન

પ્રાપ્ત થયુ હતું. માટેજ કવિ કહે છે કે, ભારતીના સંગીતનો ધ્વનિ તો દિશા દિશાઓમાં પણુ વ્યાપ્ત થયેલો છે. અને સંગીતની એ ધૂન હજુયે સર્વત્ર અડોલ રહી છે! વિશેષમાં, આર્યોનાં વેદાન્તાદિ શાસ્ત્રોમાં તો જડ અને ચૈતન્યમાં સર્વત્ર એકજ પ્રભુનું દર્શન કરાવેલું છે. આ સત્યની સાક્ષી ગીતા પૂરે છે.

"यो मां पश्यति सर्वत्र सर्वंचमयिपश्यति
" तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति "

તો પછી આ શાસ્ત્રોના અમૃતને ઝીલનાર–પીનાર મનુષ્યમાં રાગ દ્વેષ કેમ ટકી શકે? માટેજ, ભારતીના સંગીતમાં તો કેવલ શાન્તિની વાયુ લહરીઓજ છાઇ રહી છે. એમ કવિ દર્શાવે છે. હવે અહીં કવિ, એક બહુજ મહત્ત્વની બાબત તરફ વાચકનું લક્ષ્ય ખેંચે છે. પૂર્વ તે પૂર્વ છે; અને **પશ્ચિમ** તે **પશ્ચિમ** છે; પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય દેશોના ધ્યેય વચ્ચે તો આભ જમીનનું અંતર છે.

ભારતનું ધ્યેય જ્યહારે પ્રભુપ્રાપ્તિનું–પરમ શાન્તિનું છે; ત્યહારે **પશ્ચિમ**ના દેશો કેવલ આર્થિક ઉન્નતિ અને પાર્થીવ સત્તા પાછળ ઘોર પ્રયાસો કરી રહ્યા છે! પરિણામે, અવિરામ યુદ્ધો, અસંખ્ય મનુષ્યોના સંહાર, પ્રપંચ અને વિદ્વેષ આદિ આસુરી વ્યવહારો ત્યાં સર્વત્ર વ્યાપી રહેલા છે! બીજા દેશોને ચૂસીને પરાધીન કેમ બનાવવા અને પશુબલ વડે પાર્થિવ સુખોની વિપુલતા કેમ સાધવી એજ એ દેશોનો જીવનમન્ત્ર છે. પરંતુ સ્વામીશ્રી રામતીર્થજી, સ્વામીશ્રી વિવેકાનંદજી, આદિ અનેક ભારતના બ્રહ્મનિષ્ઠ સંન્યાસીઓએ અને શ્રી રવીન્દ્રનાથ ટાગોર

સમા વિશ્વ વિખ્યાત કવિએ પશ્ચિમની એ જડવાદપૂજક પ્રજાઓનાં મોહ-નિમિલિત નયનોને કાંઇક કાંઇક ખોલ્યાં છે, અને આજના પૃથ્વી ઉપરના સર્વશ્રેષ્ઠ પૂર્ણ પુરુષોત્તમરૂપે મનાયલા મહાત્મા ગાંધીજીએ તો એ પ્રજાઓના આસુરીપણાને દિશા દિશામાં પ્રકટ કરેલું છે। માટેજ કવિ બોલી ઉઠે છે કે, સ્વાર્થ અને સત્તાથી મદાંધ થયેલી એ પ્રજાઓમાં પણ આત્મ-જ્ઞાન અને વિશ્વવ્યાપી પ્રેમની જ્વલંત જ્યોતિ ભારતેજ પ્રકટાવેલી છે. અરે! પાર્થિવ સુખો માટેજ તલસતી એ પ્રજાઓને **ભારતેજ** પોતાનો "त्यक्तभुञ्जीथाः" નો મન્ત્ર આપેલો છે—એટલે, ત્યાગ અને વૈરાગ્ય વડે હૃદયને વિશુદ્ધ કરવાથીજ જીવનનો સાત્વિક આનંદ ભોગવી શકાય છે. અને એ રીતેજ વિષયોમાંથી પરિણમતિ શોક—ગ્લાનિ આદિ વિષ-ઝાળ-માંથી બચી શકાય છે. ત્યાગનો આ મન્ત્ર "Enjoy with renunciation" **ભારતે** જ ત્હેમને આપેલો છે।

**ભારત**માં તો કેવલ પ્રેમ એજ સમ્રાટ્ છે. અને સેવા ધર્મ એજ એની સર્વવિજયી સત્તા છે. આ પ્રેમધર્મનું એક પરમ ઉજ્જ્વળ દ્રષ્ટાંત **રામાયણ** આપણી આગળ પ્રત્યક્ષ કરે છે.

જ્યારે ભગવાન્‌શ્રી **રામચન્દ્ર**જીએ પિતૃધર્મના પાલનની ખાતર બારવર્ષનો વનવાસ સ્વીકાર્યો, ત્યારે અયોધ્યાની પ્રજાના નેત્રમાંતો શ્રાવણ અને ભાદરવો વહી રહ્યો હતો. શ્રી **રામ**ની પાછળ પ્રજા ચાલી નીકળી અને ક્‌હેવા લાગી કે "જ્યાં **રામ** નથી તે અયોધ્યામાં રહીને અમે શું કરીએ?" પરંતુ

જ્યહારે શ્રી રામચંદ્રજીએ બહુ કાલાવાલા કરીને પ્રજાને સ્હમજાવી ત્યારેજ પ્રજા અયોધ્યામાં પાછી ગયેલી. ક્યહાં એ પ્રેમની અજિત સત્તા અને ક્યહાં આજની-રાજાઓની અને રાજરાજેન્દ્રોની-પ્રજાભક્ષી પશુબલસત્તા? ખરેખર ! આ કાવ્યમાં કવિનું વિશાલ અવલોકન, અને ભારતના પ્રભુમય જીવન પ્રત્યેની ત્હેની અપૂર્વ નિઃસીમ ભક્તિ શબ્દે શબ્દે પ્રતીત થાયછે.



## (૧૬) મૈયાનું ધ્યાન.



આ કાવ્યમાં, કવિની ભારતમાતા પ્રત્યેની અપ્રતિમ ભક્તિનું અખંડિત પ્રતિબિંબ પડેલું છે. પોતાની માતૃભૂમિની ખાતર પોતાનું સર્વસ્વ અર્પનાર કોઇ મહાન્ સ્વદેશભક્તની આર્દ્ર અને સુકોમલ વાણીનું દર્શન આ કાવ્ય કરાવે છે.

" જીવન પલ પલ જાય સમુજ્જ્વલ,<br>" તવ સેવામાં સુંદર મંગલ."

ઉપરની લીટીઓથી સ્પષ્ટ જણાય છે કે, જેમ કોઇ નિર્મલ સરોવરમાં વાયુની શાન્ત-મંદ લહરીથી જેમ મંદ સુમંદ ઉર્મિઓ ઉઠે છે, તેમ આ કાવ્યના શબ્દોપણ ટુંકા, ભાવપૂર્ણ અને અત્યંત સ્વાભાવિક છે-રસોર્મિઓ સમા મધુર અને આકર્ષક છે. કવિ પોતાની પ્રત્યેક બલિદાનની ઘડીને મંગલ અને સમુજ્જ્વલ માને છે.

ખરેખર ! આ કાવ્યનો ધ્વનિ હૃદયમાં શાન્તપણે ઝીલતાં તો કોઇ અપૂર્વ ભાવ પ્રતીત થાય છે. આ કાવ્યમાં પ્રેમ

ભક્તિનો વિશ્વપાવનમંત્ર સુવ્યક્ત છે. જેમ કોઇ એક પ્રેમીહૃદય પોતાના પ્રેમીપાત્રની ખાતર મહાન્ આત્મભોગ આપી દીધા છતાંયે પોતે એ બલિદાનથી અજ્ઞાત રહે છે. અર્થાત્ એ પ્રેમી હૃદયને પોતાના પ્રેમી જનની ખાતર હોમાઇ જવામાં કોઇ અલૌકિક આનંદ અને શાન્તિનો અનુભવ થાય છે. તેમ કવિ પણ પોતાની માતૃભૂમિની વેદીનાં હોમાઇ જવામાં પરમ આનંદ અને હૃદયની પરિતૃપ્તિ માને છે. તેથી ત્હેના હૃદયમાંથી સહજ ધ્વની નીકળી જાય છે કે,

"પાવિની સેવા યજ્ઞની વેદી,
"સુખદ સુભગ એ પ્રાણાહુતિ,
"એજ પરમ પ્રિય મ્હારૂં."

આ સ્થળે, પ્રેમના પાવકમાં ખાખ થઇ જવા ઇચ્છનાર પ્રેમયોગી લૈલી અને મજનુના હૃદયના હૃદયભેદક સમર્પિતભાવ અને બલિદાનનું અપ્રતિમ દૃષ્ટાંત અહીં પ્રત્યક્ષ થાય છે। અથવા જેમ પ્રેમની પ્રત્યક્ષ મૂર્તિસમી કોઇ એક સતી પોતાના પતિની પાછળ અનલમાં પોતાની આહુતિ આપી દે છે, તેમ કવિ પણ પોતાની માતૃભૂમિની ખાતર પોતાનું સર્વસ્વ અર્પવા —પોતાના દેહ સુદ્ધાંનું બલિદાન આપી દેવા—પોતાના દેહનું ખાતર બનાવીનેયે સ્વદેશ ઉન્નતિના વૃક્ષને પોષવા—જાણે તૈયાર હોય તેમ નીચેની કાવ્યપંકિતઓ સ્ફુરેલી છે

"મમ મન-દેહ બને, હો માતરૂ!
"ઉન્નતિવૃક્ષ વિકાસનું ખાતર;
"એ મુકિતસુખ મ્હારૂં—હો મૈયા૦"

આ કાવ્યમાં, માતૃભૂમિ પ્રત્યેનો ભક્તિભાવ અને આત્મ બલિદાનની ભાવનાની પરાકાષ્ટા પ્રતીત થાય છે. સાથે સાથે, એ દશામાં આનંદ અને મુક્તિની પ્રાપ્તિ પણ કવિએ કલ્પેલી છે.

અથવા, બ્રહ્મનિષ્ઠ સાધ્વી મીરાં કે ભક્તશિરોમણિ નરસૈયા સમો કોઇ પરમભક્ત–આત્મા જેમ પોતાની આરાધ્યમૂર્તિના ચરણોને પુનઃ પુનઃ ચૂમીને પાવન થાય છે, તેમ કવિ પણ પોતાની માતૃભૂમિના ચરણોને ચૂમતાં ચૂમતાં પાવન થવા ઇચ્છે છે. અરે! એનેજ પોતાનું ધ્યેય માને છે.

"મા! તુજ પદપંકજરજ ચૂમતાં,
"આ હું પતિત સુત પામું વિમલતા."

કવિએ આ કાવ્યમાં પોતાની આ પ્રેમભકિતની જ્વાલાને ભિન્ન ભિન્ન રૂપે વ્યકત કરવાનો પ્રયાસ કર્યો છે-સહજ થયો છે! આ કાવ્યની અલૌકિક પ્રેમભાવના પ્રેમાવતાર ક્રાઇસ્ટ, દયાની પ્રેમલમૂર્તિ ભગવાન્ બુદ્ધ, કે પોતાનું સર્વસ્વ અર્પી દઇ, ત્રિસ કરોડ ,ભારતવાસીઓના ઉદ્ધાર અર્થે માત્ર લંગોટીભર રહીને જેલનેયે મંદિર બનાવનાર આ યુગના અવતારી પુરૂષસમા મહાત્મા ગાંધીજીની વિરલ દશાની ઝાંખી કરાવે છે!

## (१७) हमारा हिन्दुस्थान.

કવિનું આ વાકય પોતાની છેક ન્હાની વયમાંજ લખાયલું છે. કેમકે, કાવ્યને અન્તે, પોતાનું નામ આપવું–એ પદ્ધતિ પોતાને સર્વથા અપ્રિય હતી.

આ કાવ્યમાં, સ્વદેશ તરફની, સ્વાભાવિક પ્રીતિ અને ગૌરવ સહજ પ્રતીત થાય છે. પરંતુ, ત્હેનાં કેટલાંએક કાવ્યોમાં રહેલું શબ્દલાલિત્ય, કે ભાવગાંભિર્ય તો નથીજ. એજ સૂચવે છે કે આ કાવ્ય કવિના કાવ્ય પ્રદેશની માત્ર ઉપાકલા જ છે.

જેમ શરીરમાં સકલ ભાવનાઓનું ઉદ્ભવસ્થાન—કે અન્તર્યામીનું નિવાસ સ્થાન હૃદય છે. તેમાં અખિલ વિશ્વનુંયે હૃદય-સ્થાન કે સકલ ધર્મોનું કેન્દ્રસ્થાન ભારત છે એમ કહેવું અનુચિત નહિંજ ગણાય!

કવિશ્રી ન્હાનાલાલના શબ્દોમાં કહીએ તો ભરતખંડ જેવી પુરાણપ્રસિદ્ધ ભૂમિ બીજી જગતમાં કઇ છે? ભારતની દૈવી સંપત્તિની તુલામાં કોઇ દેશની એ સંપત્તિ રહી શકે તેમ નથીજ.

" પશ્ચિમ ના પાયા માંડનાર—
વૃદ્ધ મહાવીર ગ્રીસ અને રોમનાં
ભારતે પારણાં હીંચોળ્યાં હતાં,
પુરાણા મિસર અને બાબીલોનીયાની
તે મ્હોટી બ્હેન છે.
પ્રાચીનોમાંયે પ્રાચીન,
પૃથ્વીની પ્હેલી પુત્રી—
આર્યાવર્ત્તની આર્યપ્રજા છે
જગતના મહાધર્મોની ધાત્રી

પૃથ્વીના તત્ત્વજ્ઞાનની જનની ;
પ્રેમશૌર્યનાં રણશીંગડાં સરિખડી
ગગનભેદી સદા કવિતા ગાતી,
વેદોચ્ચારિણી યશસ્વિની અંબા
ભારતમાતા બીજી નથી અવની ઉપર.

એના વિજયટંકાર રક્તરંગી નથી;
દેહના નહિ પણ દૈવી છે,
આત્માની પરમ શાન્તિના છે.” (ઇન્દુકુમાર)

આ પુણ્યભૂમિનાં યશોગાન દૂરદૂરના દેશોમાં સંભળાતાં કેટકેટલા દેશો આ ભૂમિને સ્વાધીન કરવા માટે તલસી રહ્યા હતા ? ઈતિહાસ સાક્ષી પૂરે છે કે, ફ્રેન્ચ, ડચ અને અંગ્રેજો એ આ દેશની સંપત્તિથી મુગ્ધ બનીને પુનઃ પુનઃ આ દેશને વશ કરવા માટે ભારે ભારે પરિશ્રમ ઉઠાવેલો છે ! અન્તે બ્રિટીશ પ્રજા આ દેશમાં આવીને ફાવી, રાજ્ય સ્થાપ્યું અને હજુએ આ ભૂમિમાં કેટલી આસક્ત છે, અને કોઇ પણ રીતે પોતાને સ્વાધીન રાખવા કેટકેટલાં અસહ્ય સંકટો વર્ષાવી રહી છે, તે તો દેશનો રાષ્ટ્રીય ઇતિહાસ કહી શકે તેમ છે. અર્થાત્ દૂરનો ભાવિ ઈતિહાસ જરૂર કહેશેજ. આવી જગત્શ્રેષ્ટ પ્રભુના પાદકમલોથી પુનિત-ધર્મઅંકિત માતૃભૂમિ માટે કવિને આટલી હદ સૂધી પ્રીતિ અને ગૌરવ ઉત્પન્ન થાય તેમાં શું આશ્ચર્ય ?

## (૧૮). દૂધ લજાવ્યું !

આ કાવ્યમાં, અક્ષરે અક્ષરે, જગત્પાવિની આર્યભૂમિની પરતંત્ર દશા માટેની ગ્લાનિ, અને પોતાની માતૃભૂમિ પ્રત્યેનું ઉત્કટ-ઉગ્ર અભિમાન વ્યકત થાય છે. કવિના "ઝવી ભારતી" એ નામક કાવ્યમાં—નીચે પ્રમાણે

" મૃદુલ-હૃદય રસભીની અખીયાં,
" યહ પ્રેમાશ્રુ-પ્રવાહ બહા રહી;

× × × × × ×

" પ્રેમ દેવ સમ્રાટ્ બનાકે,
" સેવા ધર્મ કી આન જમા રહી. "

જે મધુરતા, આર્દ્રતા, સુકોમલતા અને સંગીતમયતા છે, તે વિરલભાવો આ કાવ્યમાં નથીજ. એટલુંજ નહિ પણ, આ કાવ્યમાં રહેલું કવિનું સ્વદેશાભિમાન એટલું તો ઉત્કટ અને ઉગ્ર છે કે, ત્યાં વિશ્વ વ્યાપી પ્રેમનો ધ્વનિ લગભગ લુપ્ત થાય છે.

તોપણ, એટલું તો કહેવુંજ પડશે કે, ભારતની ઉંઘતી—સ્વાર્થ, પ્રમાદ અને મોહમાં સબડતી—પ્રજાને જાગૃત કરવા માટેનું આ ઉદ્બોધન અસ્થાને તો નથીજ; ઉલટું એ અતિ મહત્વનું અને અનિવાર્યજ લાગે છે.

ભારતના ત્રીસ કરોડ દેવતાઓ ઉપર મૂઠ્ઠીભર પરદેશી લોકો રાજ્ય ચલાવે—અરે ! અન્યાય, અપમાન અને જૂલમની વૃષ્ટિઓ વર્ષાવે—તે કેટલું હૃદયભેદક, ને શોચનીય છે ?

શું ભારતની પરાશ્રયી અને બાયલી પ્રજા હજુયે સ્વાશ્રયી થવાને પ્રયત્નશીલ નહિ બને કે ? "उद्धरेदात्मनात्मानंनात्मा नमवसादयेत्" પોતેજ પોતાનો ઉદ્ધાર કરવો; એજ સૂત્ર હવે ભારતની પ્રજા પાળે એ ઇષ્ટ છે !

" संभावितस्य चा कीर्तिर्मरणादति रिच्यते" ગીતાજીના એ સૂત્ર પ્રમાણે, અખિલ વિશ્વમાં એકવાર પૂજાયલી-પ્રસિદ્ધ થયેલી ભારતની પ્રજા અકીર્તિ-નિર્માલ્યતાને-પામે એ મૃત્યુ કરતાંયે શું વધારે ભયંકર નથી ?

જગતને તત્વજ્ઞાન, ત્યાગ, અહિંસા પ્રેમ અને ધાર્મિક-સાદા જીવનના પાઠ શીખવનાર આર્યભૂમિ પોતાનું એ શ્રેષ્ઠ પદ ક્યહારે લેશે !

હવે તો, क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ परंतप ! " પોતાની ક્ષુદ્ર હૃદય-દુર્બલતાને ત્યજી, સહુ ભારતવાસીઓ સ્વધર્મપરાયણ બની જાય એજ અભિનંદનીય છે; અને ભારતના ધર્મધુરંધર નાયક મહાત્માશ્રી ગાંધીજીની આજ્ઞાનુસાર સંપુર્ણ ખાદીનો સ્વાંગ ધારણ કરી લે—રેંટીયા કાંતવાનું ચાલુ કરે-તોજ માતૃભૂમિનું સ્વાતંત્ર્ય સુલભ છે !



## ( १९ ) हिन्दके बाल भूखे.



ઇ૦ સ૦ ૧૯૧૫ માં, જ્યહારે બંગાળામાં બાંકુરા જીલ્લામા સખ્ત દુષ્કાળ પડેલો હતો, ત્યહારે આ સેવક, દુષ્કાળના

નિવારણ અર્થે, ફંડ એકઠું કરવા માટે કાઠિયાવાડમાં નીકળ્યો હતો. તે પ્રસંગે, મ્હારી પાસે ત્યાંના દુષ્કાલ પીડિત લોકોના ફોટાઓ તથા રિપોર્ટો વગેરે હતા કેવલ હાડપીંજરસમાં દુર્બલ અને દુઃખી આત્માઓની દયાજનક પ્રતિમાઓ જોઇને હૃદયમાં થતી તીવ્ર અનુકમ્પાને લઇને કવિના હૃદયમાંથી આ કાવ્ય સ્ફુરેલું છે. વળી, રખેને આ કાવ્ય માત્ર પ્રાન્તિક (કાઠિયાવાડ કે ગુજરાતને લગતું) થઇ જાય તેટલા માટે હિન્દી-ભાષામાં લખાયું છે. આ કાવ્ય સર્વત્ર હિન્દમાં ગવાય એવી ભાવના તો કદાચ કવિને નહિજ હોય; પરંતુ, રાષ્ટ્રીય ભાષાના સિદ્ધાન્તને લક્ષ્યમાં રાખીને આ ભાષામાં ભાવ સ્ફુર્યા છે!

ભારતનાં દીન, પામર અને અન્નવસ્ત્ર માટે તરફડતાં લાખો મનુષ્યોની આન્તર્વેદના તરફ કયો સહૃદય આત્મા લાગણી શૂન્ય રહેશે? ખરેખર, એ ઇચ્છવા જેવુંજ છે કે, સેંકડો લક્ષાધિપતિ મનુષ્યો પોતાનું દ્રવ્ય આવા દીનોના ઉદ્ધાર અર્થે વાપરે તો પોતાના આત્માના કલ્યાણની સાથે આ નિરાધાર લોકોનો ભૂખમરો દૂર થઇ શકે! પરંતુ, તેવા કેટલાક ધનિક જનો સંપૂર્ણ ઉદ્ધાર હશે?

સ્વામીશ્રી વિવેકાનંદજીએ એક સ્થળે કહેલું છે કે, દીન, દુઃખી અને અનાશ્રિતો જ્યહારે આપણી પાસે યાચના કરે છે, ત્યહારે સ્હમજવું કે, પ્રભુ પોતેજ એ સ્વરૂપોમાં આપણી સાચી સેવા માગે છે! લુખી ભક્તિનો સ્વીકાર પ્રભુ કેમ કરી શકે? માટેજ, શ્રી કૃષ્ણ ભગવાને પુનઃ પુનઃ અર્જુનને કહ્યું છે કે, "दरिद्रान्भर कौन्तेय!" (હે અર્જુન! દરિદ્રોનું

ભરણપોષણ કર !) અરેરે ! પરંતુ જ્યાં સુધી લાખો મનુષ્યોને અંગ ઢાંકવા વસ્ત્ર પણ ન મળતું હોય—અને એક ટંક પણ પેટપુરતું ખાવાનું ન મળે ત્યાં સુધી દેશની સાચી ઉન્નતિ કેમ થઇ શકે ? શું દેશનાં અમૂક માણસો મોટરોમાં ફરે કે બંગલા-ઓમાં વસે તેથી દેશનો ઉદ્ધાર થઇ જશે કે ? જેમ, માત્ર પેટ ખૂબ તૃપ્ત થાય—ખુબ ખી પોષાય અને મ્હોટું થાય, પરંતુ જો હાથ પગ અને બીજાં અવયવો દુર્બળ અને ક્ષીણ થઇ જાય તો શરીર કદાપિ નિરોગી રહી શકે ખરૂં ? નહિજ. તેમ જ્યાં સૂધી ભારતનાં સકલ મનુષ્યો અન્નવસ્ત્રથી સંતુષ્ટ નહિ થાય. ત્યાં સુધી ભારતનો સાચો ઉદ્ધાર થવો અસં- ભવિતજ છે

પરંતુ, ભારતના મહત સુભાગ્યે દીન વત્સલ, પતિતપાવન મહાત્મા ગાંધીજીએ આ દીનોના ઉદ્ધાર અર્થે, રેંટીયા સમું અમોઘ કલ્યાણ કરનારૂં શસ્ત્ર (સાધન) ભારતને આપ્યું છે! જો ખરેખર આ રેંટીયા-મહાશયનું પૂજન થશે તો, એ દેવ પ્રસન્ન થઇને સર્વની ક્ષુધા ટાળશે ! અને નવસ્ત્રાંઓને વસ્ત્ર પ્હેરાવશે ! પ્રભુ ! મહાત્મા ગાંધીજીનો આ પાવનકારિ સંદેશ ભારતના હૃદયમાં ઉતારો ! અને તેનું સચ્ચોટ-સંપૂર્ણ પાલન કરવાનું બળ ભારતવાસીઓને આપો ! પ્રભુ ! વિશ્વવ્યાપી પ્રેમની મૂર્તિ આ ઋષિવર ગાંધીજીનું દીર્ઘાયુઃ હો ! !



# ( २० ) वादलडी



× આ કાવ્યમાં, જીવનની ક્ષણભંગુરતા અને મનુષ્યજીવનના ધ્યેયની ગહનતાની તુલના ગંભિરપણે કરતાં, બાકી રહેલા જીવનનો સત્વર ઉપયોગ કરી લેવા કવિનો આત્મા પુકાર કરી રહ્યો છે; ત્હેનો આ પ્રતિ-ધ્વનિ છે।

શ્રીમદ્ યોગિરાજ ભર્તૃહરિએ પોતાના વૈરાગ્ય શતકમાં નીચેના શ્લોકથી જીવનની ક્ષણીકતા બહુજ સચોટપણે દર્શાવેલી છે.

---

× "आयुर्वर्षशतं नृणां परिमितं रात्रौ तदर्धं गतं
तस्यार्धस्य परस्य चार्धमपरं बालत्व वृद्धत्वयोः ।
शेषं व्याधिवियोगदुःखसहितं सेवादिभि र्नीयते
जीवे वारितरङ्गचञ्चलतरे सौख्यं कुतः प्राणिनाम् "

( भर्तुहरि. )

[ અર્થ:— મનુષ્યના આયુષ્યનું પરિમાણ સો વર્ષનું છે, તેમાંથી પચ્ચાસ વર્ષ તો રાત્રિમાં નિદ્રાથી જાય છે; તે પચાસમાંથી પણ પ્હેલાં સાડાબાર વર્ષ બચપણમાં જાય છે, અને છેલ્લાં સાડાબાર વર્ષ, ઘડપણમાં જાય છે બાકી રહેલાં વચલાં પચીસ વર્ષ કે જેમાં રોગ અને કુટુંબના વિયોગનું દુઃખ થાય છે, તે પચીસ વર્ષને મનુષ્યો ધનવાનની સેવા વગેરેથી ગુમાવે છે, માટે, પ્રાણીઓને, જલના તરંગ જેવા અત્યંત ચંચળ જીવિતનાં સુખ ક્હાંથી હોય?]

"વાદલડી વિખરાઇ જશે,
છે પ્રબળ પવનનું જોર.

કવિના આ ઉદ્‌ગારને શ્રી ભર્તૃહરિના શ્લોક જોડે ઘણુંજ સામ્ય છે. જીવનરૂપી વાદલડી જગત્ રૂપી આકાશમાં વિહાર કરી રહી છે; પરંતુ કાલરૂપી પવન તો ફુંકી રહ્યો છે. પવનનાં એ પ્રબળ સપાટાથી આ વાદલડી ક્યારે અસ્ત વ્યસ્ત થઇ જશે, તે કોણુ જાણે છે?

માટે કવિ કહે છે કે,

પૂર્ણ પ્રપીહ કરી લે તૃપાને,
વ્યર્થ વીતાવી શોર!"

મનુષ્ય જીવન પામીને, આત્મોન્નતિનું–પ્રભુ પ્રાપ્તિનું જે પરમ ધ્યેય છે તે સિદ્ધ કરવાને શો વિલંબ હોય? પ્રેમ, ભક્તિ, જ્ઞાન અને લોકસેવાના અમૃત પીતાં પીતાં જે કાંઇ આત્માનું અમૃત પામવાનું છે, તે માટે, આટલા સ્વલ્પ સમયમાં પણ પૂર્ણ પુરૂષાર્થ કરી લેવા માટે કશા પણ પ્રમાદને કેમ સ્થાન હોઇ શકે?

ખરેખર, ભક્ત કવિ નરસિંહ મ્હેતાએ કહ્યું છે તે યથાર્થજ છે. "જાગીને જોઉં તો, જગત્ દિસે નહિ; ઉંઘમાં અટપટા ભોગ ભાસે" તો યુગાન્તરો થયાં જે નિદ્રામાં આપણે સપડાયેલા છીએ, તે નિદ્રામાંથી કાંઇક જાગૃત થવું તે શું આપણું અનિવાર્ય કર્તવ્ય નથી?

વળી જગતમાં તો કંઇ કંઇ રાગદ્વેષો ભરેલાજ છે, સુખ દુઃખનાં દ્વન્દ્વો જીવનને આવરી રહેલાં છે, કામક્રોધાદિ શત્રુઓ

આત્માને ઉન્માર્ગે ખેંચી રહ્યા છે: આવા માયાના વ્યર્થ શોરમાં મુગ્ધ ન થતાં, જે નાદ અન્તર્યામી કરી રહ્યો છે, તે નાદની દિશાએ દિશાએ પ્રભુના ધામમાં જવાનું છે. આનંદ, પ્રકાશ અને શાન્તિના પિયુષ પીને અનંતકાલની-જન્માન્તરોની તૃષા તૃપ્ત કરવાની છે! એ કવિનો આશય છે. જે પરમધામ વિષે શ્રી કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું છે કે:—

निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः ।
द्वन्द्वै र्विमुक्ताः सुखदुःखसंज्ञै र्गच्छन्त्यमूढाः पदमव्ययंतद् ॥

[ જ્હેમનાં માન અને મોહ નષ્ટ થયાં છે; વિષયોના સેવનથી જીવનમાં આરૂઢ થયેલા દોષો જ્હેમણે જીત્યા છે; જેઓ સુખ દુઃખ, માન અપમાન આદિ દ્વન્દ્વોથી મુક્ત છે; તેવા અપ્રમત્ત-જાગૃત મનુષ્યોજ પ્રભુના અવ્યય-અવિનાશી પદને પામે છે!

## (૨૧) જ્ઞાન ઉષા !

કવિનું આ કાવ્ય ન્હાનું છતાં, બહુજ સુંદર અને ભાવપૂર્ણ છે. કવિ પોતે પોતાનાજ આત્માને 'સખા' એ શબ્દથી સંબોધે છે " જરી નેનાં ! ખોલો આત્મ સખે ! " એ ઉપરથી પ્રત્યક્ષ થાય છે કે, કવિ મિત્ર-ભાવે જાણે પોતાના આત્માને જ્ઞાન દિશામાં પ્રેરતા હોય તેમ આ ઉદ્દગારો નીકળ્યા છે. આમ, અનેક કવિઓ કોઇ પોતાના મનને, કોઇ પોતાની બુદ્ધિને, તો કોઇ પોતાના આત્માને સંબોધિને પોતાની આન્તઃ

ઈશાને દ્રષ્ટારૂપે રહીને નિહાળે છે. ચિત્તશુદ્ધિનો આ પણ એક મનોગમ માર્ગ છે. શ્રીમાન્ ન્હાનાલાલ કવિ પણ પોતાના "ન્હાનાં ન્હાનાં રાસ" માંહેના એક કાવ્યમાં એજ પ્રમાણે જ્ઞાન ચક્ષુને ઉદ્દેશીને કહે છે, કે,

"મ્હારાં નયણાંની આળસ રે,
ન નિરખ્યા હરિને જરી;
એક મટકું ન માંડ્યું રે,
ન ઠરીયાં ઝાંખી કરી.
આંખ આળસ છાંડો રે,
ઠરો એક ઝાંખી કરી;
એક મટકું તો માંડો રે,
હૃદય ભરી નિરખો હરિ."

(કેટલાંક કાવ્યો ભાગ ૨).

એજ પ્રમાણે ધીરો ભગત પણ મનને ઉદ્દેશીને કહે છે કે "મન માને નહિ, રે, સો ફેરા સ્હમજાવું તો શું થાય? તેજ પ્રમાણે અનેક ભકત-કવિઓએ ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કરી છે.

જેવી રીતે ભગવાન શ્રી કૃષ્ણચન્દ્રજી ધનુર્ધર પાર્થને ઉદ્દેશીને કહે છે કે,

"बहूनि मे व्यतीतानि जन्मानि तव चार्जुन!
तान्यहं वेद सर्वाणि न त्वं वेत्थ परंतप!"

હે પાર્થ! મ્હારા અને ત્હારા અનેક જન્મો વીતી ગયા છે; તે સર્વને હું જાણું છું, પણ તું તે જાણતો નથી.

એજ પ્રમાણે કવિ પણ વ્યતીત થયેલી અનેક જન્મ-પર્યંત અજ્ઞાનમય દશારૂપી રાત્રિનું સૂચન કરે છે. અને હવે તો 'જ્ઞાનમય ઉષા ખીલશે' એવી મંગલ અને મધુર આશાને પ્રકટ કરે છે! કવિને શ્રદ્ધા છે કે, અનેક વાસનાઓના ઘોર તિમિર-પટલને લઇને,જ આત્મપ્રકાશ અવ્યકત છે. અને એજ તિમિર-પટલ તૂટતાં, જેમ ચન્દ્ર વાદળાંઓના અભેદ્ય દળમાંથી નીકળીને સકળ કળાથી સૌમ્યપ્રકાશે ખીલી નીકળે છે, તેમ પોતાનો આત્મા પણ પ્રેમ, ભક્તિ, જ્ઞાન અને જ્યોતિથી પૂર્ણ અનંત કિરણોથી પ્રકાશશે! ગીતાજી પણ આ સત્યની સાક્ષી પૂરે છે કે,

" यन्नभासयते सूर्यः न शशाङ्को न पावकः ।
यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमं मम ॥ "

મ્હારૂં પરમ ધામ-આત્માનું યથાર્થ સ્વરૂપ એવું છે કે, જ્હેને સૂર્ય, ચન્દ્ર કે અગ્નિ પણ પ્રકાશિત કરી શકતાં નથી; અને જ્યાં સ્થિર થયા પછી કોઇપણ આત્મા એ દશામાંથી ચલિત થતોજ નથી.

કવિ પણ આ નિર્મળી જ્ઞાનદશા માટે, અત્યંત આતુર હોઇને,જ પોતાના મનોભાવ પ્રકટ કરે છે કે,

" મધુરી જ્ઞાન ઉષા ખીલશે,
" ઘેરાં ઘોર તિમિર પડ ભેદી,
" જ્યોતિ જવલંત અહો! પ્રકટે!"

## (૨૨) [ દિવ્ય-વ્હાણલું ]



આ કાવ્ય, આ સેવકને યાદ છે કે કવિએ શ્રી ગિરિનાર પર્વતના શૃંગ ઉપર અ.વેલી પત્થરચટીની જગ્યામાં લખેલું છે. જ્યહાં શ્રી ગુરુદત્તાત્રેય અને શ્રી ભર્તૃહરિ સમા અનેક યોગિ. જનોએ યોગ સિદ્ધ કરેલા છે; જ્યહાં **ભગવાન શ્રી નેમિનાથ** અને સતી રાજુલા જેવી સતીનો અખંડ વાસ છે; અને જે ભૂમિ સતી રાણકદેવીના પુનિત ચરણકમલોથી પાવન થયેલી છે-એવી સુકુમાર લતાઓ અને વાયુની શીતલ લહરીઓમાં ઝુલતાં તરુવૃન્દથી અખંડ સુશોભિત રહેતી-સૈ:દર્યથી પ્રપૂર્ણ અને શાન્તિમય ભુમિમાં એક કવિહૃદયમાં આવા જ્ઞાનમય-ઉચ્ચતમ ઉદ્‌ગારો સ્ફુરે તેમાં શું આશ્ચર્ય ?

આ કાવ્ય ખરેખર સ્વાનુભવમાંથી સ્ફુરેલું છે. આ વાણી આત્માની છે-અને તે પણ એક તર ઙ આત્માની છે, 'दिव्यं ददामि ते चक्षुः' શ્રી ભગવાને ગીતાજીમાં ઉચ્ચારેલા આ વાક્યનું અહીં પ્રત્યક્ષ દર્શન થાય છે. એ દિવ્ય-આન્તર-ચક્ષુએ જોવાયલી સૃષ્ટિનું આ વર્ણન છે.

બ્રહ્મ-તેજ છવાયું,<br>
"થયું લુપ્ત તિમિર ઘોર દિવ્ય વ્હાણલું વાયું; બ્રહ્મ.<br>
"આજ અખિલ સચર અચર અમૃતે ન્હાયું,<br>
"સકલ વિશ્વ અહો! સુરવન શું સુહાયું; બ્રહ્મ.

"જ્ઞાન અર્કે અમરપ્રેમ–પુષ્પ ખીલાવ્યું,
"શમી પિપાસા પરમ મધુર પ્યાલું પીવાયું. બ્રહ્મ.

× × × × ×

આ ઉપરની કાવ્ય–પંક્તિઓ ઉપરથી સિદ્ધ થાય છે કે, કવિ કોઇ દિવ્ય ભાવનાઓની ઉત્તરોત્તર ઉન્નત કોટિએ ચ્હડતાં ચ્હડતાં કોઇ અલૌકિક દર્શનની ઝાંખી કરે છે. કેમ જાણે સ્થુલ સૃષ્ટિમાં પણ ર્‌હેની ભાવનાચક્ષુ આગળ પ્રભુનું પરમ શાન્ત–દિવ્ય–આનંદમય સ્વરૂપ પ્રત્યક્ષ ન થતું હોય? અર્થાત્ "भिद्यते हृदयग्रन्थिः छिद्यन्ते सर्वसंशयाः" એ ગીતા માંહેના કોઇ બ્રહ્મનિષ્ઠ મુનિના સ્વાનુભવનું દર્શન કવિને જાણે થતું ન હોય? × × × વળી પણ, દૃષ્ટિ વિશાલ થતાં, પ્રભુના–આત્માના–વિરાટ શરીરનું દર્શન થતાં, કોઇ દિવ્યાનુભવમાં લીન થતાં થતાં કવિ બોલી ઉઠે છે કે,

"પ્રેમસિન્ધુમાં ડુબી પરિમિત ભૂલાયું"
"દૃષ્ટિ બની અનંત, સ્વર્ગ નયન સ્હમાયું;

* * * *

"સપ્ત-લોક એક સૂત્રમાં પરોવાયું,
"છે બહુત્વે એક તત્ત્વ એ સ્હમજાયું."

કવિના આ ઉદ્‌ગારો ખરેખર બ્રહ્મીદશામાં પ્રકાશતા કોઇ બ્રહ્મભીના ઋષિવરના અનુભવને પ્રત્યક્ષ કરે છે; અર્થાત્ કવિના એ ઉદ્‌ગારો, શ્રી ભગવાને ગીતામાં બોધેલા––

* मत्तः परतरं नान्यत्किंचिदस्ति धनंजय !
मयि सर्वे मिदं प्रोतं सूत्रे मणिगणा इव "

એ જ્ઞાનમય સૂત્રની જોડે બરાબર મળતા આવે છે.

કવિએ પોતે લખેલા "કવિનું હૃદય" એ નામના કાવ્યમાં પોતે કહેલું છે કે "જ્ઞાન એ કવિતાનો આત્મા છે." પોતે કરેલી કવિતાની એ વ્યાખ્યા પ્રમાણે તો આ કાવ્ય ત્હેની આદર્શકૃતિ છે જ્યહાં પ્રતિ અક્ષરે જ્ઞાનનું પીયૂષ-વર્ષણ નિર્ઝરી રહ્યું છે. હૃદયનો પરમ સંતોષ, આત્માનો પરમ આનંદ, અને જ્ઞાનની દિવ્ય ઉજ્જ્વલ દૃષ્ટિ આ કાવ્યમાં વ્યક્ત થાય છે. અર્થાત્, ગીતાજીમાં કહ્યું છે તેમ,

*" योऽन्तः सुखोऽन्तराराम स्तथांतर्ज्योतिरेवयः।
स योगी ब्रह्मनिर्वाणं ब्रह्मभूतोऽधिगच्छति ॥ "

કવિએ પોતાના અધ્યાત્મભાવ વડે એક બ્રહ્મનિષ્ઠ આત્માની દશાને બરાબર આલેખી છે.

---

*ભાવાર્થ હે ધનંજય! મ્હારાથી કશુંએ ભિન્ન નથી; કેમકે એક સૂત્રમાં જેમ સર્વ મણિઓ પરોવાયલા હોય છે, તેમ મ્હારામાં આ સઘળું-અખિલ વિશ્વ-પરોવાયલું છે-સ્હમાયલું છે.

* જ્હેને અંતરમાં સુખ છે, અંતરમાં આરામ-શાન્તિ છે તથા જ્હેના અંતરમાં પ્રકાશ ભળી રહ્યો છે, તે યોગી બ્રહ્મરૂપ બનીને બ્રહ્મનિર્વાણ-મોક્ષ-નૈષ્ઠિક શાન્તિને પામે છે.

ટૂંકામાં, કવિની જ્ઞાનદૃષ્ટિ પરિસીમાએ પ્હોંચેલી હોય એમ જણાય છે. કાવ્ય માંહેલી આ કલ્પનાઓ સાથેજ ભગવાન્ બુદ્ધ, શ્રી મહાવીર કે શ્રી નેમીનાથ કે શ્રી શંકર આદિ સમાધિસ્થ મૂર્તિઓનું પુણ્ય-સ્મરણ થાય છે!!

## (૨૩) જીવનનું જીવવું.



કવિની આ કાવ્ય-કૃતિ તદ્દન ટૂંકી છતાં કોઇ દિવ્ય આશાઓને વ્યક્ત કરવાની સાથે પરમ નિર્મલ રસથી પ્રપૂર્ણ છે! 'કવિ એટલે તો કવિજ' એટલેજ અવધિ. ત્હેના રસપૂર્ણ-રસ સ્નિગ્ધ આત્માનું વર્ણન બીજું શું હોઇ શકે? જ્હેને કથી ન શકાય તેજ કવિ.

એવું આ રસપૂર્ણ ઉર કવિનું ભીનું સદાયે રહે,<br>
"તેમાંથી રસબિન્દુઓ નીતરીને કાવ્ય પ્રવાહે વહે;"

કવિની, "કવિ-હૃદય" ની પોતાની વ્યાખ્યા પ્રમાણેજ, ત્હેના રસપૂર્ણ હૃદયમાંથી, રસનાં પરમ મધુર બિન્દુઓ ટપકીનેજ આ કાવ્ય ઉપસ્થિત થયું છે.

કવિ તો સદાને માટે, કોઇ નિર્મળી દિવ્ય ઉન્નત જીવન દશાને પ્રાપ્ત કરવા માટે, અત્યાતુર જણાય છે અને એ સ્થિતપ્રજ્ઞ રસલીન દશા પ્રાપ્ત થતાંજ, પોતાના જીવનની મનોહરતા,

રમ્યતા અને મધુરતાને સિદ્ધ થયેલી સમજે છે. એ અલૌકિક ધન્ય ઘડીની પ્રાપ્તિ માટે, કવિ અતિ ઉત્કટભાવે તલસે છે. અને કહે છે કે,

"દિવસ એક મનોહર આવશે,
"જીવનનું જીવવું મીઠું લાગશે,
"દિવસ એક મનોહર આવશે."

કવિ નિરન્તર કોઇ અદ્ભૂત, આર્દ્ર અને ખિન્ન છતાં દિવ્ય ભાવોમાં ડૂબેલા રહેતા; ચિન્તન, રુદન અને રસલીનતા એ હેના જન્મસંસિદ્ધ ગુણો હતા. અને એ ગુણોની પરિસીમા ક્યારે પ્રાપ્ત થાય, એમ ઝંખતા. પરમહંસ શ્રી રામકૃષ્ણ જેવી, કાંઇક હેની સ્થિતિ પણ ગંભિર અને અશ્રુમય હતી. માટેજ, હેના હૃદયમાંથી સહજ ઉદ્‌ગાર નીકળે છે કે,

"નયનથી સરી સ્વર્ગીય અશ્રુઓ,
"હૃદયમાં રસ વર્ષણ લાવશે;
દિવસ એક................"

વળી પણ કવિ કોઇ રસસૃષ્ટિની ઝંખનાજ પ્રકટ કરે છે. અને ઇચ્છે છે કે, હૃદય ક્યારે પરમ ઇશ્વરી સૌન્દર્યમાં નિમગ્ન થશે; અને એ સ્થિતિની પ્રાપ્તિમાંજ જીવનની કૃતાર્થતા સમજે છે, માટેજ, પોતે આશામય ધ્વનિથી કહે છે કે,

"જીવનનું જીવવું મીઠું લાગશે,
"નવીન કો રસ સૃષ્ટિ ખડી થશે,
"હૃદય સુંદરતા-સંગ નાચશે!"
" भिद्यते हृदयग्रन्थि श्छिद्यन्ते सर्व संशयाः"

(ગીતા).

[ જે દશા પ્રાપ્ત થતાં—હૃદય-ગ્રન્થિ ભેદાય છે, અને સર્વ સંશયો છેદાય છે....] એ કવિનું અન્તીમ ધ્યેય હોય તેમ જણાય છે!

હળવદ,
સંવત્ ૧૯૭૮ ના
વૈશાક માસ.

લી. જમાલ હીરજી દેવાણી.



# પરિશિષ્ટ ૧ લું.



## સ્વ૦ કવિ પ્રત્યે સ્નેહી જનોના ઉદ્ગારો.



## સૌરાષ્ટ્ર ભૂમિના મધુરા મોરલા!



સૌરાષ્ટ્ર ભૂમીના મધુરા મોરલા !
　　મધુરી　કેકા　ગજાવી,
કાવ્ય-કલાએ　થનગન　નાચતો,
　　કલ્પના-પિચ્છ　ચ્હડાવી ! સૌરાષ્ટ્ર ભૂમિના.

ગહન આદેશ પ્રભુના બોલતો,
　　તત્ત્વ જ્ઞાનનો　વિહારી,
અજબ　પેગમ્બરી　વાણીમાં,
　　સંગીત મધુરી　કલાથી ! સૌરાષ્ટ્ર ભૂમિના.

સૌરાષ્ટ્ર-પ્રસાદી ઝુંપડલે જડી,
　　રત્ન ધૂળમાં　રહેલું,
ભાવિ　ચૈતન્ય　ગુર્જર　દેશનું,
　　અન્તે　ધળમાં　રેલાયું ! સૌરાષ્ટ્ર ભૂમિના.

કુસુમ કોમલ નિર્જનતા તણું,
સૌરભ અજબ પ્રસારી,
અલ્પ આયુઃ મધુરૂં ભોગવી,
પૃથિવી-અંકે સૂતું: હા ! સૌરાષ્ટ્ર ભૂમિના.

પૂર્વ જન્મનોસિદ્ધ આત્મ ! એ,
યોગ અધૂરો મૂકેલો;
હસ્ત ધર્યો ફરી આ જન્મમાં,
ત્હોએ અધૂરો રહેલો ! સૌરાષ્ટ્ર ભૂમિના.

માનસ-સંગ્રામો નિત્યે ખેલતો,
સૂક્ષ્મ ઝખમો સહ્યા ત્હેં;
દેહ-દુર્ગ ધરણીએ ઢળ્યો,
મહીપતિ સ્વર્ગે સીધાવ્યો ! સૌરાષ્ટ્ર ભૂમિના.

ગંગા મળી—ગંગા-નિર્મળી,
સહચરી સીતાસમાણી;
મંગલમય લગ્ન-મંડપે,
છોડી સ્વર્ગે સીધાવ્યો ! સૌરાષ્ટ્ર ભૂમિના.

સ્નેહતણા સ્રોત કાંઠડે,
સારસી ઝુરે એકાકી,
વૈધવ્ય તણી દુઃખ-જવાલમાં;
માતછાયા ગૃહીને; સૌરાષ્ટ્ર ભૂમિના.

ઋષિ મુનિઓ તણી જ્યોતિ ! એ,
ઝળકી ક્ષણમાં વિરામી !
રાષ્ટ્ર તણું રાષ્ટ્રીયત્વ એ,
અમરત્વે એ રેલાયું ! સૌરાષ્ટ્ર ભૂમિના.

ગિરિધર ! ગિરિધર ભક્ત, એ !
ગીતા-પંથે વહ્યો ત્હું;
"તત્ત્વમસિ" ત્હારો એ ધ્વનિ,
બ્રહ્મજ્ઞાને સુહાયો ! સૌરાષ્ટ્ર ભૂમિના.

વ્હાલા સખા ! ગિરિધર-દેવ ! એ,
મિત્રો કીધા નિરાળા,
માતા-પિતા અશ્રુ-સાગરે,
સ્નેહીઓને ડૂબાડયાં ! સૌરાષ્ટ્ર ભૂમિના.

જામનગર
સંવત ૧૯૭૬ ના
જ્યેષ્ઠ માસ.

જ. હી. દેવાણી.



## હંસ અકીલા હી સીધારા!



* આખીર કે ટાને હંસ! અકીલા હી સીધારા
છોર માન—માનસર, છોર સુતીયન ચર,
કમલદંડ છોર અપને જીસેં પીયારા—

કરત કરત ગાન મધુર, છલકત ઉર દૈવી સુર,
તત્-હંસ-પરમહંસ હોકે ભયે ૐકારા—

જહાં જ્યોત નહિ, જ્વાલ નહિ,
તન—મન—કાલખ્યાલ નહિ,
સૂર, શશી, બીજ ચમકત ના,
તો હી ઓ દેશ ઉજારા.

**ભગવાનલાલ લક્ષ્મીશંકર માંકડ.**

[ હંટર મે. ટ્રેનિંગ-કોલેજ-રાજકોટ, માં વાઇસ પ્રિન્સિપાલ ]

---

*સ્વ૦ ભાઈ ગિરીધરના અવસાનના દુઃખદ સમાચાર સાંભળ્યા, તેજ વખતે અને તેજ સ્થળે આ કાવ્ય લખાયલું છે.

# * સ્મરણ.

બાલ સૂર્ય સમો, મ્હારે એક મિત્ર હતો-
આતરિશ્વના સ્વર્ગીય-ગાનથી સુંદર,
શ્રી કૃષ્ણની મોરલી થીયે મધુરતર;
તે કર્ણમાં હૃદયંગમ રવ ભરતો;
પ્રેમના અવિરત સ્ફટિક સમ,
નિર્મલ ઝરણાથી- મ્હારા હૃદયતરુને પોષતો:
સ્વાર્થપંકને દૂરકરી, ચન્દ્રિકાના અમૃતસર શું,
રસસિંચનથી હૃદયને પ્રક્ષાલતો; ને લાવણ્યથી મઢતો!
શિવ નિર્માલ્યને શિરસાવંદ્ય ગણી,
અણુને ગિરિ કરી બતાવી,
તે અંતરે ઠરતો: પ્રભુની પ્રભુતાનું ભાન કરાવતો-તે કહેતો-
" ગુલાબમાં મૃદુતા છે, સૌંદર્ય છે"
તે હું માનતો અને અનુભવતો.
ફૂલની પાંખડીઓ તો હવે ભાલા સમી ખૂંચે છે.
જગત્‌ની સચેતન અને જડ વસ્તુઓ જડવત્‌જ ભાસે છે.
ત્હેના શ્વાસોચ્છ્વાસ થી, મ્હારો પ્રાણ—આત્મા ફરકતો,
ત્હેનાં નયન નાચે, તેમ મ્હારૂં હૃદય નાચતું.
ત્હેના બોલે બોલે પીયૂષ ઝરતું, હું તે પ્રેમથી પીતો,
અને હૃદયતૃષા છીપવતો. * * * *

---

* આ લેખ 'ચેતન' માં પ્રસિદ્ધ થયેલો છે.

શા ? જન્મથી હાસ્ય, અને મૃત્યુથી શોક એ સ્થિતિ માયાવશ સંસારીજનો માટે છે. એ હર્ષ—એ શોકથી પર થવા કાજે જ્ઞાન શિક્ષણ કે સંસ્કૃતિના ઉપદેષ્ટાઓ બોધ કરે છે, એ ઉપદેશ ગ્રાહ્ય નથી એમ હું નથી કહેતો—નજ કહી શકું. પણ એ ઉપદેશ માનવજીવનની સામાન્ય દશામાંથી નથી સ્ફુરેલો. જીવનની ઉચ્ચ દશા કે જહેને હિન્દુ શાસ્ત્રો યોગ કહે છે, એમાંથી એ ઉદ્ભવેલો છે. શ્રીયુત નરસિંહરાવ દીવેટીઆએ પોતાના શિષ્ઠ અને સંસ્કારી પુત્રપ્રતિ શોકોદ્‌ગાર રૂપે '**સ્મરણસંહિતા**' રચી. એ સંહિતાનું કવન સ્વર્ગસ્થ પુત્રના સંસ્મરણ નિમિત્તેજ છે સંહિતામાં મનુષ્ય જીવનની ત્રણ શ્રેણીઓ બહુજ સુંદરપણે આલેખી છે—મનોદશાની પરાકાષ્ઠા વર્ણવેલી છે. જીવનની ઉચ્ચ દશાએ પ્હોંચાય, ત્યહારેજ મૃતાત્માઓ પ્રતિનાં રુદન વિલાપ અને અંતરના ઘા રુઝાય. એ દશાએ સામાન્ય સંસારીઓથી સહજ નજ પ્હોચી શકાય એટલે, જગતમાં હાસ્ય-રુદન રહેવાનાંજ વ્હાલાંઓ પ્રતિનાં રુદન અને આંસુનાં મૂલ્ય પૂર્વ અને પાશ્ચાત્ય કવિહૃદયોએ ઓછાં આંક્યાં નથી. આંસુ અને રુદન હૈયાનો ભાર ઓછો કરે છે. આત્મસંયમ અને જ્ઞાનપૂર્વક ધૈર્ય ન મેળવાયાં હોય ત્યાં સુધી વ્હાલાંઓના વિયોગ વડે આંખો આંસુભીની થઈ જાય, એ સહજ છે, સ્વાભાવિક છે, "**તિલક મહારાજ**' સ્વર્ગે સંચર્યા !—એ સાંભળતાંજ સહસા ધરતીકમ્પ સમો આઘાત **ભારતવાસીઓ**ના હૃદયમાં થઇ ગયો ! 'અરેરે !' એમ એકાએક હૈયે હૈયે ઉદ્‌ગાર નીકળી ગયો !

એ સ્થિતિ શું બતાવે છે? એ દેશોદ્ધારક-દેશના આત્મા-દેશનું નૂર હતા; તો બીજા ઘરઘરના આત્મા-કુલના દીપક હોય એથીયે એમના સ્વજન-ઇષ્ટજનના મુખેથી 'અરેરે' એ શોકોદ્‌ગાર કેમ ન નીકળે?

માનવંત **સુરેન્દ્રનાથ બેનરજી** એક વખત વ્યાખ્યાન આપી રહ્યા હતા. ચાલતા વ્યાખ્યાનમાં તારના પટાવાળાએ આવીને તાર આપ્યો. શ્રી બેનરજીએ તાર વાંચી તત્કાલ કોટના ખીસામાં મૂકી દીધો. ભાષણ પૂરું થયે, તારમાં આવેલા પોતાના પુત્ર-મૃત્યુના દુઃખદ ખબર શ્રોતાઓને આપ્યા. આ કઇ સ્થિતિ? આત્મસંયમ અને મનોનિગ્રહનાં આવાં દૃષ્ટાંત જગતમાં વિરલ હોય છે! પરંતુ, જીવનકલહના આવા સૂક્ષ્મ અને ગંભિર પ્રસંગે આ પ્રકારનાં ધૈર્ય અને નિગ્રહ મેળવવા મનુષ્યે પુરુષાર્થ કરવો એ ધર્મ છે.

આવા એક કુટુમ્બ-દીપક અને સરસ્વતી દેવીનો અનુગ્રહ પ્રાપ્ત કરનાર ભાઇ ગિરિધર-કવિના દુઃખપૂર્ણ અવસાનનું સ્મરણ કરતાં જે કાંઇ શોકોદ્‌ગાર કે દુઃખાશ્રુ પ્રકટ કરીએ એ પ્રતિ ગુજરાતના રસિક વાચકોની સહાનુભૂતિ ઇચ્છી, એ પુણ્યાત્માને પરમ શાન્તિ ઇચ્છીએ છીએ!

સ્વ. ભાઇ ગિરિધર-કવિનો જન્મ શ્રી જામનગર તાબે શ્રી મુરાર સાહેબના ખંભાળીયામાં થયેલો. એમનો અભ્યાસ જૂનાગઢ હાઇસ્કૂલ અને કોલેજમાં પૂરો થયેલો એમના રસિક અને મર્મચ્છિદ્ર કાવ્યો પ્રો. ભટ્ટ સાહેબના સુયોગ્ય તંત્રીપણા નીચે પ્રકટ થતા 'બહાઉદ્દીન કોલેજ મેગેઝીન' નામના

પ્રત્યેક છ માસે પ્રકટ થતા (જર્નલ) માસિકમાં પ્રકટ થયાં છે. પ્રો. ભટ્ટ સાહેબ ભાઈ ગિરિધરનાં કાવ્યો સહર્ષ પ્રકટ કરતા; અને કોલેજમાં અભ્યાસ કરતા વિદ્યાર્થીઓ રસપૂર્વક વાંચતા. જૂનાગઢ સાર્વજનિક વિદ્યાર્થી-આશ્રમના સંસ્થાપક શ્રીમાન્ જમાલભાઈ, કોલેજના સહાધ્યાયી ભાઈ રમણિકલાલ મ્હેતા, ભાઈશંકર દ્વિવેદી, ભાઈ ઉમીયાશંકર વ્યાસ, ભાઈ નરોત્તમદાસ અડાલજા, તેમજ આ લેખક આદિ ત્હેમનાં કાવ્યો પ્રતિ આકર્ષાયલા જ્યારે જ્યારે ભાઈ ગિરિધરનો ભેટો થઈ જતો ત્યારે ત્યારે ત્હેમનાં કેટલાંએક કાવ્યો ત્હેમના સ્વમુખે બોલાવતા, અને એ સરલ અને સ્નેહાળ આત્મા કલાકોના કલાકો સુધી અમને પોતાના કાવ્ય રસમાં ન્હવડાવી દેતા. શિયાળાની કડકડતી ઠંડીમાં, અને વર્ષાઋતુની ધૂમ વર્ષામાં એમનાં કાવ્યો સાંભળવા હું કોલેજ રેસિડેન્સીમાં, અને ક્યહારેક ત્હેમની ઓરડીએ હું જતો. શું એ આત્માનું વ્હાલ? શી એમની મીઠાશ? શી એમની મધુર ગાયનકળા? જાણે ગિરનાર ઉપરથી ઉડી આવેલો કાવ્યકલા પુરતો મોરલો-કલાપીનોજ અવતાર ન હોય?

સ્વ. ભાઈ ગિરિધરની કાવ્ય પંક્તિઓ જેટલી જીગરની છે, તેટલીજ મનોદશાને વ્યક્ત કરનારી છે-આત્મ દર્શનની-કાંઈક મુમુક્ષુપણાની ઝાંખી કરાવે છે. ત્હોયે કવિરૂપે ભાઈ ગિરિધર હજુ વિકાસની બાલ્યાવસ્થામાંજ હતા-તરૂણાવસ્થામાં પગ માંડવાની તયારીમાં હતા. ત્યાંજ કાળનો નિઠુર સંદેશો એ મોંઘા આત્મા કાજે આવી ર્હડયો-એ ચાલી નીકળ્યો!

અમારો ગિરિધર ગયો! એમનાં વૃદ્ધ માતા પિતા સુકુમાર બાલપતિન, બન્ધુઓ અને સ્વજનોને રડતાં મૂકી પોતાની કાવ્યકલા સંકેલી એ મોરલો સ્વધામ સીધાવ્યો!

અમારા ગિરિધર યુવાન્ શેલી સમા ભાવ સંપન્ન કવિ હતા. એમના પરિચયમાં આવેલા તો એમનાં કાવ્યો નહિજ વીસરે!

ભાઈ ગિરિધર વિકાસ પામતા પુષ્પ સમા હતા. એમના આદર્શો ઉચ્ચ હતા, એમના મનોરથો પણ મોંઘા હતા. એમની ભાવના રમ્ય હતી. શ્રીમાન્ જમાલભાઈના સાથમાં એક ભજન મંડલી જમાવી સારા હિન્દનો પ્રવાસ કરવો એવી ત્હેમણે અનેક વખત ઇચ્છા દર્શાવેલી પણ દુષ્ટ દૈવયોગે મનની મનમાંજ રહી છે!

ભાઇ ગિરિધરનું જીવન જેટલું શિષ્ટ હતું, તેટલું અસરંગી પે હતું; એમણે અલ્પસ્વલ્પ ધર્મગ્રન્થોનું અવલોકન કરેલું હતું. તેમનાં ધાર્મિક સંસ્મરણો પણ ભૂલ્યાં ભૂલાય તેમ નથી. વણખીલ્યા પુષ્પ કલિને ચૂંટી લઇને દેવને ચરણે ધરવામાં આવે, તેમ ભાઇ ગિરિધરના અણવિકસ્યા જીવનને શ્રી વૈકુણ્ઠનાથને ચરણે ધરવા દૈવે અમારા સાથમાંથી લુપ્ત કર્યું! એ રાંકનું રતન હતા વ્હાલાંઓને વિસામો હતો. માતા અને પિતા —ઉભય— પક્ષ કુલના દીપક હતા. જેમ કવિતા રચવાની ત્હેનામાં પ્રેરણા હતી, તેમ સંગીતનો પણ ત્હેને રંગ લાગેલો. તાલ સુરથી ભિન્ન ભિન્ન રાગરાગિણીમાં મીઠાશ અને ભાવથી ગાવું એ એને માટે સહજ હતું. એ વિશેષ જીવ્યા હોત તો

તે એક પ્રવીણ સંગીતકાર નીવડયા હોત, એ નિર્વિવાદ વાત છે. સ્વામી શ્રી વિવેકાનંદજી અને સ્વામીશ્રી રામતીર્થજીના ગ્રન્થો એમને બહુ પ્રિય હતા. એ ગ્રન્થોના સતત્ વાચનદ્વારા જ એમને વેદાન્તની આછી છાંયા લાગેલી એમનું દિલ સરલ સ્નેહાળ, અને વ્હાલસ્હોયું હતું. અંગ્રેજ કવિ શેલીની માફક ભાઇ ગિરિધર પણ બહુજ ટૂંકી જીંદગી ગાળીને ૨૨) બાવીશ વર્ષની કાચી વયે સ્વર્ગસ્થ થયા છે! એ કવિ આત્માને વિષે આ પ્રીતિ અને સ્નેહાંજલિમાં આથી વિશેષ શું કહી શકાય? એમના અકાલ અવસાનથી ગુજરાતે એક ઉછરતો સાહિત્ય પ્રેમી ગુમાવ્યો. છે! અને ગુર્જર-સરસ્વતીના ભકતમંડલમાથી એક આશાભર્યો બાલ ભકત અદ્રશ્ય થયો છે! ઇશ્વર! ત્હેમના આત્માને અખંડ શાન્તિ આપો! એજ અમારી સ્વજનરૂપે પ્રભુ પ્રત્યે અન્તીમ પ્રાર્થના છે!

રસકુંજ,<br>જૂનાગઢ,<br>તા. ૨૦ જુલાઇ ૧૯૨૨ } "× નલિનીકાન્ત"

---

× અત્યંત ખેદ અને નિરાશપૂર્વક નિવેદન કરવાનું કે, આ સ્વર્ગસ્થ કવિની જીવન મીમાંસા લખનાર, આપણા આ સુપરિચિત લેખક રા. નલિનીકાન્ત પણ પોતાના વ્હાલસોયા કવિના વિરહને સહવાને અશકત હોય તેમ આ શુષ્ક મર્ત્યલોકને ત્યજીને દેવમંદીરોમાં સીધાવ્યા છે! એ મનોહર મયૂર સુર-ઉદ્યાનમાં દિવ્ય તરૂઓમાં ટહૂકે છે!!



# परिशिष्ट २जुं.



## केटलाएक सज्जनोना स्व० गिरिधर कवि संबंधि अभिप्रायो :—

[ The opinion of Prof. JOSHI Saheb ].

I knew ths late Mr. GIRDHARLAL Pandya long and intimately, as he was a pupil of mine in this College. He sang his own poetry to me many times and I was wonder-struck with his high powers in Poetic-composition and Music. I feel a real shock by his sudden and premature death. It is a terrible loss to his teachers and friends and to the whole Gujarati Literary-world. His poor wife's condition must be rather imagined than described! She has to pass her life in poverty and grief. I, therefore, appeal to all for help which will enable her at least to make two ends meet.

Bahauddin College,<br>Junagadh.<br>23rd September 1922

M. M. JOSHI,<br>Professor of Sanskrit.



# [શ્રીમાન જોશી સાહેબના અભિપ્રાયનું] અક્ષરશઃ ભાષાન્તર.



સ્વ. ગિરિધરલાલ પંડયાનો મ્હને દીર્ઘ અને નિકટનો પરિચય હતો; કેમકે આ કોલેજમાં તે મ્હારા વિદ્યાર્થી હતા. તે પોતાનાં સ્વરચિત કાવ્યો મ્હારી સમક્ષ અનેક વાર ગાતા, અને હું ત્હેની સંગીત અને કાવ્યકલાના વિષયમાં રહેલી મહાન્ શકિતઓથી આશ્ચર્ય-ચકિત થતો. મ્હને ત્હેના એકાએક અને અકાલ મૃત્યુથી ખરેખર આઘાત થાય છે. આથી ત્હેના શિક્ષકોને, મિત્રોને અને સમગ્ર ગુજરાતી-સાહિત્ય સમાજને ભયંકર હાની થઇ છે. અને ત્હેની ગરીબ પત્નીની દશાનું વર્ણન કરવા કરતાં તે વિષે કલ્પના કરી લેવી એજ ઉચિત છે! ત્હેને પોતાનું જીવન, ગરીબાઇ અને દિલગીરીમાં વ્યતીત કરવાનું છે. અને તેટલા માટે, સર્વને સહાયતા માટે હું વિનંતી કરૂં છું; કે જેથી પોતાનો નિર્વાહ કરવાને તો શકિતમાન થઇજ શકે!

| તા. ૨૩, સપ્ટેમ્બર, ૧૯૨૨. બ્હાઉદ્દિન કોલેજ, જૂનાગઢ. | મહાદેવ મલ્લાર જોષી, સંસ્કૃત પ્રોફેસર, બ્હાઉદ્દિન કોલેજ. |
|---|---|



# [શ્રીમાન્ પ્રો૦ ભટ્ટ સાહેબનો અભિપ્રાય]



મરહુમ ભાઇ ગિરિધરની કવિતાઓનો સંગ્રહ ભાઇ જમાલે તૈયાર કર્યો છે, અને તે સાથે ત્હેનું જીવન પણ ટૂંકામાં આપ્યું છે. ગિરિધર અત્યંત ગરીબ અવસ્થામાં ઉછર્યો હતો; અને તે અવસ્થાને લગતાં બધાં દુઃખોની કસોટીમાંથી તે પસાર થયેલ હતો. છતાં, કડવા અનુભવોથી કેટલાકના સ્વભાવમાં, તીખાશ આવે છે; એવી તીખાશ ગિરિધરમાં ન હતી, પણ તે અતિશય મિલનસાર અને માયાળુ સ્વભાવનો, અને મિત્રોને માટે ન્હાનું મ્હોટું ગમે તે કામ માથે લેવામાં હંમેશા તૈયાર રહેતો. આથી, મ્હારા કુટુમ્બના ત્હેના સમવયસ્કો સાથે ત્હેને ઘણો સહવાસ રહેતો, અને તે ઘરના એક બાળક જેવો થઈ રહ્યો હતો. કવિતા બનાવવાનો અને ગાવાનો ત્હેને ઘણો નાદ હતો; અને અનેક રાત્રિના અખંડ ઉજાગરાએ મિત્રોની મહેફીલમાં ગાળતો. એક તો શરીરને પોષણ કરનાર પૂરતા સારા ખોરાકની ગેરહાજરી, અને બીજી તરફથી, ઉપર પ્રમાણે, શક્તિનો વ્યય; આથી તેનું શરીર જોઇએ એટલું સશક્ત ન રહ્યું, અને તેને લીધેજ, ભરયુવાન વયે તે દુષ્ટ રોગના હુમલાનો બલિદાન થઈ પડયો. પરંતુ, જહેના જહેના સહવા-

સમાં તે આવ્યો હતો, તે બધા વચ્ચે, ત્હેણે પોતાની સુવાસ મૂકી છે. અને તે બધાઓને ત્હેના અવસાનથી ઉંડો મર્માઘાત થયો છે. વળી, પોતાના અવસાન પ્હેલાં થોડાજ વખત અગાઉ ત્હેનું લગ્ન થયું હતું. એટલે, તે પોતાની પાછળ એક બાળ-વિધવા મૂકી ગયેલ છે, જે એની યાદની સાથે, જોડાઇ રહેલ કરુણાજનક અંગ છે.

ભાઇ જમાલના પરિશ્રમથી આ પુસ્તક પ્રકટ થાય છે, તે મરહુમની યાદગિરિ તાજી રાખવામાં મદદગાર થશે।

| | |
|---|---|
| તા. ૧૦ ડિસેમ્બર<br>૧૯૨૨<br>જુનાગઢ. | લી. હરિલાલ માધવજી ભટ્ટ.<br>લૉજિક અને ફિલૉસૉફિના<br>પ્રોફેસર, બ્હાઉદ્દિન કોલેજ. |



જુનાગઢ સ્ટેટના માજી વિદ્યાધિકારી, અને સંસ્કૃત
"કાદંબરી" નાં (ગુજરાતીમાં) ભાષાન્તર કર્તા,
**શ્રીમાન છગનલાલ હરિલાલ પંડયાએ**
**પ્રદર્શિત કરેલો અભિપ્રાય:—**



"સ્વર્ગસ્થ ગિરિધરલાલ રેવાશંકર પંડયા, બાળપણમાં વિદ્યાભ્યાસ કરતો, ત્યારથી, તે મ્હારા સહવાસમાં આવ્યો હતો. ત્હેનો સુકંઠ એટલો તો મધુર હતો કે, મેળાવડાને

પ્રસંગે, ત્હેને કવિતા ગાવા માટે, બોલાવવામાં આવતો હતો. ત્હેનામાં નૈસર્ગિક કાવ્યશક્તિ હોવાનું મ્હને પાછળથી જણાયું હતું. અને બાલ્યાવસ્થામાં પણ, ત્હેણે કેટલાંક કાવ્ય માસિકોમાં મોકલ્યાનું મ્હને જણાવ્યું ત્યારે મ્હને આશ્ચર્ય લાગ્યું હતું. ત્હેને મુંબઇના 'ગાંધર્વ-વિદ્યાલય' માં મોકલવા અમે કેટલાક અમલદારોએ, સંકલ્પ કર્યો હતો. પણ દૈવેચ્છાથી ત્હેના આયુષ્યની દોરી ટૂંકી નીવડી, અને ત્હેનો અકાળ સ્વર્ગવાસ થવાથી સર્વની આશા નિષ્ફળ ગઇ!

તે પોતાની પાછળ એક બાળવિધવાને મૂકી ગયો છે. ત્હેના ભરણપોષણનું કાંઇ સાધન નથી, તેથી મી. જમાલભાઇએ ત્હેના કાવ્ય પ્રસિદ્ધ કરીને, તેમાંથી ઉપજતી રકમ તે બાળાને મદદ દાખલ આપવાનો સ્તુત્ય ઉદ્દેશ રાખ્યો છે, તે ઉત્તેજનને પાત્ર છે.

આશા છે કે, મી. જમાલનો નિઃસ્વાર્થ પ્રયત્ન ફળીભૂત થશે, અને આ નિરાધાર બાળાને જીવનના કાર્યમાં સારો આશ્રય મળશે.

રાજકોટ,<br>
તા. ૨૦-૨-૨૩.

છગનલાલ હરિલાલ પંડ્યા.



[A note taken in the "*Bahauddin College magazine* October, 1920.



Mr. Girdhar R. Pandya of the B. A. Class, who succumbed to an attack of cholera, and known for his *mellifluous* voice, and the heartiness or "*swing*" with which he used to recite his own lyrics provided a musical treat at every College-function. What intensifies our grief is the tragic import attacking to his latest Gujarati poem intended for publication in the *magazine*. Sickened to cynicism at the bafflingly bizarre dispositions of *Kismat*, he yearned for restful death in order to experience the perfection of *absolute beauty* in the full presence of the *divine*.

Prof. Keshavlal L. Oza,
M. A.
Editor, The Bahauddin College, Magazine,



[ શ્રી 'બહાઉદ્દિન કૉલેજ મૅગેઝિન' (ઑક્ટોબર, ૧૯૨૦) માં લેવાયલી નોંધનું ભાષાન્તર ].



બી. એ ક્લાસમાં અભ્યાસ કરતા, મી. ગિરિધર રે. પંડ્યા, કે જે કોલેજનો ભોગ થઇ પડ્યા છે, તે પોતાના મંજુલ કંઠને માટે, સુવિખ્યાત હતા. અને ધ્વનિના દોલન સાથે, હૃદયાર્દ્રતાભર્યા જે બુલંદ સૂરથી તે પોતાનાં કાવ્યો ગાતા, તે કોલેજના પ્રત્યેક મહોત્સવ પ્રસંગે આનંદનો વિષય થઇ પડતો.

કૉલેજ-મૅગેઝિનમાં પ્રકટ કરવા અર્થે અપાયેલા ત્હેના અન્તીમ ગુજરાતી કાવ્યમાં જે હૃદયભેદક ધ્વની ઉઠે છે, તેથી અમારો શોક વધારે અસહ્ય બને છે. ભાગ્યદેવીના તરંગી અને પરાજિત કરતા સ્વભાવથી વૈરાગ્યશીલ બનીને શ્રી ભગવાનના સંપૂર્ણ સાનિધ્યમાં રહીને દિવ્ય સૌંદર્યની પૂર્ણતાનો અનુભવ કરવાને માટે ત્હેને શાન્તિમય મૃત્યુની અભિલાષા હતી.

પ્રો. કેશવલાલ એલ. ઓઝા,
એમ. એ.

21591

તંત્રીઃ—ધિ બહાઉદ્દિન કૉલેજ મેગેઝિન, જુનાગઢ.



## સહાયતા આપનાર સજ્જનોના નામ.



રૂા. ૧૫૦ શેઠ શ્રી અમૃતલાલ અમરચંદ માધવજી, (મુંબઇ

રૂા. ૧૦૦ શેઠશ્રી લક્ષ્મીદાસ પુરુષોત્તમ, (બોરીવલી, મુંબઇ)

રૂા. ૨૫ શેઠશ્રી રામજીભાઇ ગોરધનદાસ, ( રાજકોટ )

રૂા. ૨૫ મહંતશ્રી ઉદ્ધવદાસજી મહારાજ (શ્રી મુરારદાસનું ખંભાળીયા).

રૂા. ૨ ડો. શ્રીમાન્ હરિશંકરભાઇ પ્રાગજી

રૂા. ૪ શ્રીમતી ગં૦ સ્વ૦ રાધીનાબ્હેન (મુંદ્રા-કચ્છ).

રૂા. ૭ શ્રીમાન્ પ્રાણલાલભાઇ (જેતપુર—પોસ્ટ માસ્તર)

એમ ધારી શકાય છે કે, આ ગ્રન્થની પ્રતોનું વ્હેચાણ થતાં, ચિ. બ્હેન ગંગા માટે લગભગ રૂા. ૫૦૦) ની રકમ (ખર્ચ કહાડતાં) બચી શકશે. તે રકમ કોઇ સુરક્ષિત માર્ગે આ વિધવા બ્હેન માટે મૂકવામાં આવશે.

લી. ગ્રન્થ પ્રકાશક,

**જમાલ હીરજી દેવાણી.**



# शुद्धि-पत्र.



| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ... | ૮ | અથાત્... ... | ...અર્થાત્. |
| | | ગ્રન્થ-સમર્પણ. | |
| ... | ૧૨ | ગ્રથ... ... | ...ગ્રન્થ |
| | | પ્રસ્તાવના. | |
| ... | ૧૦ | વૃત્તાન્તો... ... | ...વૃત્તાન્તો |
| ૮ | ૧૩ | વાણી ટકુકારને... | ...વાણી-ટહૂકારને |
| ,, | ૧૮ | નષ્ટ પ્રાય; ... | ...નષ્ટ પ્રાયઃ |
| | | ગ્રન્થ-નિવેદન. | |
| ૧૦ | ૭ | છતાં. ... ... | ...છતાં, |
| ૧૧ | ૧૦ | રજકોટ ... ... | ...રાજકોટ |
| ૧૨ | ૧૧ | ઝરતાં ... ... | ...ઝરતાં, |
| ,, | ૧૩ | વિશેષ :... ... | ...વિશેષતઃ |
| ,, | ૧૮ | માણુનાર ... | ...માણનાર |
| ૧૩ | ૭ | સંગોપાંગ ... | ...સાંગોપાંગ |
| ,, | ૨૨ | ત્હેના ... ... | ...ત્હેનાં |
| ૧૪ | ૭ | ઉદ્દેસીને ... | ...ઉદ્દેશીને |
| ,, | ૧૭ | નિરઅભિમાની | ...નિરભિમાની |
| ,, | ૨૦ | પેશાકમાં ... | ...પોશાકમાં |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૬ | ગ્રન્થ ... ... | ...ગ્રન્થ |
| ૧૬ | ૪ | સ્વ ભાવગત ... | ...સ્વભાવગત |
| ,, | ,, | ન્યુનતાઓ ... | ...ન્યૂનતાઓ |
| ,, | ૧૩ | ગોલ્ડ સ્મિથ ... | ...ગોલ્ડસ્મિથ |
| ૧૭ | ૨ | યોગિરાંજ ... | ...યોગિરાજ |
| ,, | ૧૩ | પરમાર્થિક ... | ...પારમાર્થિક |
| ,, | ૧૪ | અવકંશ... ... | ...અવકાશ |
| ૧૮ | ૩ | કાલીદાસના ... | ...કાલિદાસનાં |
| ,, | ૭ | દ્રષ્ટિપૂર્વક ... | .. દૃષ્ટિપૂર્વક |

## સ્વ૦ કવિનું જીવન-ચરિત્ર

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧ | ૧ | જન્મભુમી ... | ...જન્મભૂમિ |
| ,, | ૬ | મહાત્મ્ય ... | ...માહાત્મ્ય |
| ,, | ૯ | સાબેબ... ... | ...સાહેબ |
| ,, | ૯ | શિષ્થ ... ... | ...શિષ્ય |
| ,, | ૧૧ | ઉડય ... ... | ...ઉડ્ડયન |
| ,, | ૧૬ | ભક્તોં ... ... | ...ભક્તો |
| ,, | ૧૭ | બ્રહ્મનિ ષ્ઠ ... | ...બ્રહ્મનિષ્ઠ |
| ,, | ૧૭ | મહત્મઓના ... | ...મહાત્માઓનાં |
| ,, | ૧૮ | આવલા ... | ...આવેલા |
| ૨ | ૩ | પામી ? ... | ...પામી ! |
| ,, | ૮ | શ્રીમાન ... | ...શ્રીમાન્ |
| ૩ | ૪ | ગિંરિધરલાલ... | ...ગિરિધરલાલ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૮ | સાધત સંપન્ન | ...સાધનસંપન્ન |
| ,, | ૧૨ | પે તાની ... | ...પોતાની |
| ,, | ૧૫ | ટ્ર સ્ટી ... ... | ...ટ્રસ્ટી |
| ,, | ૧૫ | પોતની ... ... | ...પોતાની |
| ,, | ૧૮ | બેંકર્મા ... | ...બેંકમાં |
| ૪ | ૪ | ગી ૧ ૭... ... | ...ગીતા૭ |
| ,, | ૯ | શરૂ ... ... | ...શરૂ |
| ૫ | ૧ | ભાષમાં... ... | ...ભાષામાં |
| ,, | ૭ | પ્રપે ... ... | ...પ્રત્યે |
| ,, | ૧૪ | जीणदुर्गे .... | जीर्णदुर्गे |
| ૬ | ૧૭ | ઉજ્વલ... ... | ...ઉર્જ્વલ |
| ૭ | ૧૧ | વિધ્રમાન ... | ...વિદ્યમાન |
| ૮ | ૧૪ | ભાડાના... ... | ...ભાડાની |
| ,, | ૧૫ | થેડા ... ... | ...થોડાં |
| ૯ | ૨ | અવતા... ... | ...આવતા |
| ,, | ૭ | ન્હેતો ... ... | ...ન્હોતો |
| ,, | ૧૩ | વિહર ... ... | ...વિહાર |
| ૧૦ | ૭ | પશ્ચત્તાપ ... | ...પશ્ચાત્તાપ |
| ,, | ૭ | ત્યરપછી ... | ...ત્યારપછી |
| ૧૦ | ૧૫ | કોટુંમ્બિક ... | ... કૌટુમ્બિ |
| ,, | ૧૮ | વિષય ... ... | ...વિષમ |
| ૧૧ | ૫ | કુંઠિત...... ... | ...કુણ્ઠિત. |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૨૩ | સહાનુભૂતી ... | ...સહાનુભૂતિ |
| ૧૨ | ૬ | વા કેશ્વર... ... | ...વાલુકેશ્વર |
| ,, | ૧૦ | દુર્લભ ... ... | ...દુર્બલ |
| ,, | ૨૨ | ઉદ્દેશ ... ... | ...ઉદ્દેશ |
| ૧૩ | ૨૧ | વસ્ત્રે માં ... ... | ...વસ્ત્રોમાં |
| ,, | ૨૨ | પુતકો ... ... | ...પુસ્તકો |
| ,, | ૨૧ | હેયજ ... ... | ...હોયજ, |
| ૧૪ | ૧૦ | દાનિક ... ... | ...ધનિક |
| ,, | ૧૩ | કચિત્ ... ... | ...ક્વચિત્ |
| ,, | ૨૨ | જતાં ... ... | ...જતા |
| ૧૫ | ૭ | ઇચ્છ ... ... | ...ઇચ્છા |
| ,, | ૮ | પેશાક ... ... | ...પોશાક |
| ,, | ૧૦ | ભભકાર ... ... | ...ભભકાદાર |
| ,, | ૨૦ | કરતાં ... ... | ...કરતા |
| ૧૬ | ૮ | શેભી ... ... | ...શોભી |
| ,, | ૧૪ | રથિર ... ... | ...સ્થિર |
| ,, | ૧૬ | કવાની ... ... | ...કરવાની |
| ,, | ૨૦ | કુડુમ્બ ... ... | ...કુટુમ્બ |
| ૧૭ | ૧૮ | દ્રષ્ટિગોચર | ...દૃષ્ટિગોચર |
| ૧૮ | ૧૪ | દયાદ્ર ... | ...દયાર્દ્ર |
| ,, | ૧૯ | સુકુપાર ... | ...સુકુમાર |
| ૧૯ | ૧૦ | દ્રષ્ટિથી ... | ...દૃષ્ટિથી |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૦ | ૮ | જવાઇ છે ... | ...જવાય છે |
| ,, | ૧૦ | તુંજ ... | ...તુજ |
| ૨૧ | ૧ | અભિલાશા ... | ...અભિલાષા |
| ,, | ૪ | પરંમહંસ ... | ...પરમહંસ |
| ,, | ૬ | મહાત્માઓનાં | ...મહાત્માઓના |
| ,, | ૨૧ | તેમ તેમ ... | ...તેમ |
| ૨૨ | ૧ | વંદે ? ... ... | ...વદે ? |
| ,, | ૨ | પરિમીત ... | ...પરિમિ |
| ,, | ૩ | દ્રષ્ટિ ... ... | ...દૃષ્ટિ |
| ,, | ૧૧ | હાજી મહદ ... | ...હાજી મહમદ |
| ,, | ૧૩ | પ્રસંગોપાત ... | ...પ્રસંગોપાત્ત |
| ,, | ૧૬ | ૦હેથા ... | ...૦હેતા |
| ૨૩ | ૭ | સ્થાપક ... | ...ના સ્થા .. |
| ,, | ૯ | દીવાન્ ... | ...દીવાન |
| ૨૪ | ૧૨ | કુટુંમ્બ ... | ...કુટુમ્બ |
| ,, | ૧૭ | નામદાર ... | ...નામક |
| ,, | ૧૭ | સ્વરચીત ... | ...સ્વરચિત |
| ,, | ૧૯ | અધ્વર્યું ... | ...અધ્વર્યુ |
| ,, | ૧૮ | રા ... ... | ...રા. |
| ૨૫ | ૧૨ | ઉન્નતિ ભાવો ... | ...ઉન્નત ભાવો |
| ૨૫ | ૧૯ | ઓજસ ... | ...ઓજસ્ |
| ૨૬ | ૨૧ | ભેરવી ... | ...ભૈરવી |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૭ | ૧૦ | રહ્યા ... | ...રહ્યાં |
| ,, | ૧૪ | રહેતાં ... | ...રહેતા |
| ,, | ૨૧ | દઢ ... ... | ...દૃઢ |
| ૨૮ | ૧૧ | ગૌત્ર ... ... | ...ગૌરવ |
| ૨૯ | ૧૮ | આત્મ પ્રકાશ ... | ...આત્મ-પ્રકાશ |
| ,, | ૧૯ | મહેજ્જ્વલ ... | ...મહોજ્જ્વલ |
| ,, | ૨૧ | હિન્દુસ્તાન ... | ...હિન્દુસ્થાન |
| ૩૦ | ૨ | અભે ... ... | ...અભેદ |
| ,, | ૭ | પ્રચાંર ... ... | ...પ્રચાર |
| ૩૧ | ૧૯ | ગગા ... ... | ...ગંગા |
| ,, | ૧૫ | ધેરણુમાં ... | ...ધોરણમાં |
| ૩૨ | ૨ | દવસ ... | ...દિવસ |
| ,, | ૯ | દ્વની ... | ...ધ્વનિ |
| ,, | ૨૦ | गृह्णीत .... | ....गृह्णाति |
| ,, | ૨૧ | शरीराणी .... | ....शरीराणि |
| ,, | ૨૩ | નીરાશા ... | ...નિરાશા |
| ૩૩ | ૧૩ | શાન્તિ ... | ...શાન્તિ |
| ૩૪ | ૧ | સામર્થ્યં ... | ...સામર્થ્ય |
| ૩૯ | ૭ | હોય ... ... | ...હોયે |
| ૪૦ | ૧ | પ્રવિણ ... | ...પ્રવીણ |
| ,, | ૩ | રહે ... | ...રહે |
| ,, | ૧૨ | ઉદ્બોધવાને ... | ...ઉદ્બોધવાને |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૧ | ૨ | વર્ણૂઝ્નર્થે ... | ...વર્ણ્ઝ્નર્થે |
| ,, | ૫ | કાવ્યંન્તર્ગત | ...કાવ્યન્તર્ગત |
| ૪૨ | ૧૧ | દ્રષ્ટિ ... ... | ...દૃષ્ટિ |
| ૪૪ | ૧ | પંખીડા ... | ...પંખીડાં |
| ૫૦ | ૧ | काठ्य ... | ...काव्य |
| ,, | ૩ | પરિ પૂર્તિ ... | ...પરિપૂર્તિ |
| ,, | ૧૦ | ભર્યુ ... ... | ...ભર્યું |
| ૫૩ | ૬ | अरवीयां .... | अखीयां |
| ५१ | १६ | सम्राट् | सम्राट् |
| ૫૪ | ૧૧ | અભ્દૂત ... | ...અદ્ભુત |
| ५८ | १ | दिव्व .... | ....दिव्य |
| ५९ | १ | जीवंन .... | जीवन |
| ૬૧ | ૧ | કવિના ... | ...કવિનાં |
| ૬૩ | ૩ | કવ્યમાં ... | ...કાવ્યમાં |
| ,, | ૧૩ | ધ્વની ... | ...ધ્વનિ |
| ६४ | १० | तन्कुरुष्व .... | तत्कुरुष्व |
| ,, | ૧૪ | સાત્વીક ... | ...સાત્ત્વિક |
| ,, | ૧૭ | કૌંતેય ... | ...કૌંતેય |
| ૬૫ | ૧૬ | શાત્ર ... | ...શાસ્ત્ર |
| ૬૬ | ૧૦ | નૈસર્ગિક ... | ...નૈસર્ગિક |
| ,, | ૧૨ | રહસ્ય ... | ...રહસ્ય |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬૬ | ૧૫ | કેઇ ... | ...કોઇ |
| ૬૭ | ૬ | ભ્રન્તિ ... | ...ભ્રાન્તિ |
| ,, | ૧૨ | અવૃત ... | ...આવૃત |
| ૬૮ | ૨ | ગીતાન ... | ...ગીતાના |
| ,, | ૧૦ | વણુન ... | ...વર્ણન |
| ૭૦ | ૩ | ઉડતા ... | ...ઉઠતા |
| ,, | ૯ | જેમા ... | ...જેમાં |
| ,, | ૧૮ | એવા ... | ...એવી |
| ૭૧ | ૨ | રસબ્રમ ... | ...રસબ્રહ્મ |
| ,, | ૬ | હ્રુદય ... | ...હૃદય |
| ,, | ૧૭ | બ્રહ્ય ... | ...બ્રહ્મ |
| ,, | ૨૧ | દ્રષ્ટી ... | ...દૃષ્ટિ |
| ૭૨ | ૧ | તત્ત્વીદ ... | ...તત્ત્વવિદ |
| ,, | ૧૬ | ઉદ્ભજ ... | ...ઉદ્ભવ |
| ,, | ૧૬ | થગેલે ... | ...થયેલો |
| ,, | ૨૧ | વિતું ... | ...કવિતું |
| ,, | ૨૩ | કવ્યપ્રવાહ ... | ...કાવ્યપ્રવાહ |
| ૭૩ | ૪ | સંબંધી ... | ...સંબંધિ |
| ,, | ૭ | નીર્માણુ ... | ...નિર્માણુ |
| ,, | ૧૦ | ભક્ત ... | ...ભક્તિ |
| ૭૪ | ૬ | વિનંતિ ... | ...વિનતિ |
| ,, | ૮ | દાત્વો ... | ...તત્ત્વો |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૪ | ૧૨ | પ્રેમશ્રુ ... | ...પ્રેમાશ્રુ |
| ૭૬ | ૨૧ | વિજ્ઞ ન ... | ...વિજ્ઞાન |
| ૭૭ | ૯ | સૃષ્ટ ... | ...સૃષ્ટિ |
| ,, | ૧૮ | દ્રષ્ટિ ... | ...દૃષ્ટિ |
| ,, | ૧૨ | જથ્હાં જથ્યાં | ...જ્હાં જ્હાં |
| ૭૮ | ૧૮ | દશનું ... | ...દશાનું |
| ૮૦ | ૬ | ઉપપન ... | ...ઉપવન |
| ,, | ૧૦ | લે.લવિલોલ ... | ...લોલવિલોલ |
| ,, | ૧૮ | गातिम् | ....गातिम् |
| ૮૧ | ૮ | પિંયૂષ ... | ...પીયૂષ |
| ,, | ૧૬ | દુઃખીયઓનાં | ...દુઃખીયાઓના |
| ,, | ૧૬ | અત્મા ... | ...આત્મા |
| ૮૩ | ૧૭ | ગદ્ ગદિત ... | ...ગદ્ગદિત |
| ૮૪ | ૭ | ભગવાન ... | ...ભગવાન્ |
| ,, | ૧૧ | કયું ! ... | ...કર્યું ! |
| ,, | ૧૫ | કીમ્મત ... | ...કિમ્મત |
| ,, | ૨૨ | ભવભૂતી ... | ...ભવભૂતિ |
| ૮૫ | ૪ | ત.ફ ... | ...તરફ |
| ૮૬ | ૧૭ | વિદ્યભ્યાસ ... | ...વિદ્યાભ્યાસ |
| ૮૭ | ૮ | જવય છે ... | ...જવાય છે |
| ૮૮ | ૩ | સૂચીત ... | ...સૂચિત |
| ,, | ૧૮ | પ્રાથિવ ... | ...પાર્થિવ |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | | શુદ્ધ |
|---|---|---|---|---|
| ૯૦ | ૨ | ધ્વની | ... | ...ધ્વનિ |
| ” | ૧૧ | સર્વની | ... | ...સર્વને |
| ” | ૧૯ | ગયકો | ... | ...ગાયકો |
| ૯૧ | ૫ | આવતી | ... | ...આવરી |
| ” | ૬ | ફૂટતા | ... | ...ફૂટતા |
| ” | ૧૫ | જીગની | ... | ...જીગરની |
| ૯૨ | ૩ | અતૃપ્ત | ... | ...અતૃપ્તિ |
| ” | ૯ | રસતણા | ... | ...રસતણાં |
| ” | ૧૧ | કવીના | ... | ...કવિના |
| ” | ૧૬ | ભેટીને | ... | ...ભેદીને |
| ૯૩ | ૧૬ | ગાડીવ | ... | ...ગાંડીવ |
| ૯૪ | ૩ | દસોટી | ... | ...કસોટી |
| ૯૫ | ૧૧ | અદ્રશ્યપણે | ... | ...અદૃશ્યપણે |
| ” | ૧૮ | क्लैण्यं | | क्लैब्यं |
| ” | ૧૮ | त्वप्युपपद्यले | | त्वय्युपपद्यते |
| ” | ૧૯ | दौर्वल्यं | | दौर्बल्यं |
| ૯૬ | ૧૮ | ભાગ | ... | ...ભાગ્ય |
| ” | ૨૨ | निवर्तनन्ते | | निवर्तन्ते |
| ૯૭ | ૧૫ | કરવે | ... | ...કરવો |
| ” | ૧૯ | સષ્ટા | ... | ...સ્રષ્ટા |
| ૯૮ | ૫ | કૃત્તિઓ | ... | ...કૃતિઓ |

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૯૮ | ૬ | થતું ... | ...થતું |
| ૯૯ | ૮ | સુજનો-જ | ...સુજનોજ- |
| ૧૦૦ | ૪ | મહત્વ ... | ...મહત્ત્વ |
| ,, | ૫ | સપૂર્ણતા ... | ...સંપૂર્ણતા |
| ,, | ૧૪ | પોતાનાં ... | ...પોતાના |
| ,, | ૧૬ | અધકારી ... | ...અધિકારી |
| ૧૦૧ | ૫ | દ્રષ્ટિપાત ... | ...દષ્ટિપાત |
| ,, | ૨૧ | વિશેપણુંથી | ...વિશેપણુથી |
| ૧૦૨ | ૨ | ઽમૃતં | ઽમૃતં |
| ,, | ૧૩ | સન્યાસીઓ | ...સંન્યાસીઓ |
| ૧૦૨ | ૧૬ | ઘેપણા ... ... | ...ઘેપણા |
| ૧૦૩ | ૧૬ | પાર્થીવ ... ... | ...પાર્થિવ |
| ૧૦૪ | ૧૧ | સાત્વિક ... ... | ...સાત્ત્વિક |
| ,, | ૧૫ | સમ્રાટ્ ... ... | ...સમ્રા- |
| ૧૦૫ | ૧૪ | શાન્ત ... ... | ...શાન્ત |
| ૧૦૬ | ૮ | ધ્વની ... ... | ...ધ્વનિ |
| ૧૦૮ | ૬ | તેમાં ... ... | ...તેમ |
| ,, | ૧૪ | રામનાં ... ... | ...રોમનાં |
| ,, | ૨૦ | આર્યાવત્ત ... | ...આર્યાવર્ત્ત |
| ૧૦૯ | ૧૫ | ઉજુએ ... ... | ...ઉજુયે |
| ૧૧૦ | ૭ | સમ્રાટ્ ... ... | ...સમ્રાટ્ |
| ,, | ૧૬ | મહત્વનું... ... | ...મહત્ત્વનું |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧૧ | ૧૨ | ह्रदय | हृदय |
| ,, | ૧૫ | સપુર્ણ ... ... | ...સંપૂર્ણ |
| ,, | ૧૮ | બાંકુંરા... ... | ...બાંકુરા |
| ૧૧૨ | ૩ | સમાં ... ... | ...સમા |
| ૧૧૩ | ૪ | અસં—અવિત | ...અસંભવિત |
| ,, | ૧૧ | મહત ... ... | ...મહત્ |
| ,, | ૧૩ | ક નારૂં... ... | ...કરનારૂં |
| ૧૧૪ | ૧૦ | प्राणीनाम् | प्राणिनाम् |
| ૧૧૫ | ૧૩ | સેવાના... ... | ...સેવાનાં |
| ,, | ૨૩ | શત્રઓ ... ... | ...શત્રુઓ |
| ૧૧૬ | ૪ | શાન્તિના ... | ...શાન્તિનાં |
| ,, | ૪ | પિયુપ ... | ...પીયૂષ |
| ૧૧૭ | ૧૯ | जन्मानि | जन्मानि |
| ૧૧૮ | ૨ | પર્યંત ... ... | ...પર્યંત |
| ૧૧૯ | ૨ | સૃંગ ... ... | ...શૃંગ |
| ,, | ૧૨ | ત૨ ૨ ... ... | ...તરવરૂ |
| ૧૨૦ | ૧૬ | અહી .. ... | ...આહી |
| ૧૨૧ | ૧૩ | અધ્યાત્મનાવ... | ...અધ્યાત્મભાવ |
| ,, | ૧૯ | શન્તિ... ... | ...શાન્તિ |
| ,, | ૨૦ | હે ... ... | ...રહો |
| ૧૨૨ | ૧ | કાવની ... | ...કવિની |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૨૪ | ૪ | श्च छिद्यन्ते | श्छिद्यन्ते |
| ૧૨૫ | ૪ | ભૂમી ... ... | ...ભૂમિ |
| ,, | ૧૩ | ધળમાં... ... | ...ધૂળમાં |
| ૧૨૬ | ૮ | રહોએ ... ... | ...રહોયે |
| ,, | ૧૪ | સહચરો ... | ...સહચરી |
| ૧૨૮ | ૧૩ | ગિરીધર ... | ...ગિરિધર |
| ૧૨૯ | ૨ | પ્રાતરિશ્વ ... | ...માતરિશ્વ |
| ,, | ૯ | શિવ નિર્માલ્ય | ...શિવનિર્માલ્ય |
| ૧૩૦ | ૩ | ભૂમી ... | ...ભૂમિ |
| ,, | ૪ | સાત્વિક ... | ...સાત્ત્વિક |
| ,, | ૭ | નથી ... | ...નથી, |
| ,, | ૧૫ | મૂર્તિ ... | ...મૂર્ત્તિ |
| ૧૩૧ | ૧૧ | કવ્ય રસિકો | ...કાવ્ય-રસિકો |
| ૧૩૨ | ૧૦ | સાહિતા ... | ...સંહિતા |
| ,, | ૧૫ | શકાય ... | ...શકાય. |
| ૧૩૩ | ૧૯ | ભઇ ... | ...ભાઇ |
| ,, | ૨૨ | સુયાગ્ય ... | ...સુયોગ્ય |
| ૧૩૪ | ૩ | રસપૂત્ક ... | ...રસપૂર્તક |

# જાહેર ખબર.



" શ્રી सार्वजनिक विद्यार्थि–आश्रम–गद्यपद्यपुष्पमाला "

पुष्प २ जुं.

હવે થોડા સમયમાંજ પ્રકટ થશે !....

# રસતરંગમાલા



લેખકઃ-સ્વ. રા. નલિનીકાન્ત.

( બાલુભાઇ આણંદજી પંડ્યા. )

**પ્રિય સાહિત્યપ્રેમી સજ્જનો !**

કયું વર્ત્તમાન માસિક "**નલિની કાન્ત**" એ નામ થી અપરિચિત છે? **સાહિત્ય-ઉદ્યાન નો કયો વિહાર** રસિક જન એ લોકપ્રિય લેખક થી અજાણ્યુ છે? તે રા. 'નલિની કાન્ત' નું શોચનીય અવસાન થોડા સમય પ્હેલાં જ થયું છે **સાહિત્ય**-ઉદ્યાનનો એ મનોહર **મયૂર** આ રસહીન મર્ત્યલોકને ત્યજીને સુર-ઉદ્યાનનાં દિવ્ય તરુઓમાં ટહૂકતા ગયો છે ! અવની ઉપરની આ આશાવિહીન અટારીઓ ત્યજીને સ્વર્ગભૂમિનાં દેવમંદિરોમાં તે વિરાજે છે !!

એ સ્વ. રસવિદ્ બન્ધુનાં વિવિધ ભાવનાઓથી ભરપૂર અને રસપૂર્ણ કાવ્યો તથા લેખોનો અપૂર્વ સંગ્રહ થોડા સમયમાંજ પ્રકટ થશે ! ત્હેનો લાભ લેવા અને તે લેખકના અકિંચન અને દુઃખી કુટુમ્બીજનોને સહાયભુત થવા જેટલી ઉદારતા શું ગુર્જરી બન્ધુઓ અને બ્હેનો નહિ દર્શાવે કે ? ત્હેનો પ્રચાર કરવા કરાવવામાં ઉદાર સાહિત્ય પ્રેમીજનો સહભાગી શું નહિ બને ?

અત્યંત શોચનીય કથા એ નથી કે આપણા સાહિત્ય-ઉપાસક વિદ્વાન્ લેખકો અન્ન વસ્ત્ર વિના ઝૂરી ઝૂરીને કે કેવલ સાધનહીન દશામાં રોગાદિદુર્દશાને ભોગ થઇ પડે ? એવી સ્થિતિમાં ત્હેમના કુટુમ્બની સંભાળ લેવા સમાજ તૈયાર નહિ થશે કે ? પોતાનું આખું જીવન સાહિત્ય-સેવામાં વ્યતીત કરીને આપણો વિદ્વાન્ વર્ગ અન્તે નષ્ટપ્રાયઃ થઇ જાય, અને પાછળ રહેલા કુટુમ્બ માટે ભરણપોષણનુંયે કશું સાધન ન રહે એ શોચનીય સ્થિતિ વિષે સજ્જનો વિચારશે કે ?

સ્વ. નલિનીકાન્ત છેલ્લાં બે વર્ષ સતત્ ક્ષયરોગની બિમારી ભોગવીને પંચત્વને પામ્યા છે। ત્હેમની પાછળ ત્હેમનાં વયોવૃદ્ધ-સૌમ્ય મૂર્તિ માતુશ્રી, એક વિધવા બ્હેન, તથા બે ન્હાનકડા ભાણેજો વગેરે કેવલ નિરાધાર સ્થિતિમાં મૂકાયલાં છે. ત્હેમને પોષણ-સંરક્ષણ સમાજ તૈયાર નહિ થાય શું ? અત્યારે તો "શ્રી સાર્વજનિક વિદ્યાર્થી-આશ્રમ" પોતાની અત્યંત કફોડી આર્થિક સ્થિતિમાં પણ પોતાનો ધર્મ સમજીને એ કર્તવ્ય બજાવી રહ્યો છે.

પરંતુ, આ લેખકનો ઉપર્યુક્ત ગ્રન્થ જો પ્રકટ થાય તો, ત્હેની પ્રતોના વ્હેચાણદ્વારા ત્હેમના કુટુમ્બને સંપૂર્ણ આશ્રય મળી શકશે !—અને તેમ થવાની અત્યારે અનિવાર્ય જરૂર છે. વિશેષતઃ સાહિત્ય-પ્રદેશમાં પણ તે એક અપૂર્વ અને રસપૂર્ણ ગ્રન્થનું સ્થાન પૂરશે.

આ ગ્રન્થ પ્રકટ કરવામાં ઓછામાં ઓછી રૂ. ૧૫૦૦) પંદરસે.ની રકમની આવશ્યકતા છે. આ પરમાર્થિક કાર્યને ઉત્તેજન આપવા માટે કોઇ ઉદાર ધનિક સજ્જન પોતાનો હસ્ત લંબાવશે કે ? કોઇપણ સહૃદય પ્રેમીજન પોતાનાથી બનતી કાંઇ પણ સહાયતા આપશે અપાવશે કે ? અથવા આ ગ્રન્થનાં અગાઉથી ગ્રાહક થઈને પણ આ કાર્યને પ્રોત્સાહન આપશે કે ?

મ્હારે સહર્ષ પ્રકટ કરવું જોઇએ કે કચ્છ મુંદ્રાનાં નિવાસી સ્વ૦ નલિનીકાન્તનાં સ્નેહીજનો આ કાર્ય માટે પ્રયત્ન કરી રહ્યા છે, તે ધન્યવાદને પાત્ર છે !

વધુ વીગત માટે લખોઃ—
જમાલ હીરજી દેવાણી.
ઠે૦ શ્રી સાર્વજનિક વિદ્યાર્થી આશ્રમ,
જૂનાગઢ ( કાઠિયાવાડ. )

# જાહેર ખબર.

" श्री सार्वजनिक विद्यार्थि–आश्रम गद्यपद्य पुष्पमाला "

पुष्प २ जुं.

હવે થોડા સમય પછી પ્રકટ થશે !

## હૃદયોર્મિ માલા.



સ્વાનુભવ જન્ય, વેદાન્તજ્ઞાન પ્રધાન, વિવિધ ભાવના સંપન્ન કાવ્યોનો રસપૂર્ણ સંગ્રહ.

લેખક:—જમાલ હીરજી દેવાણી.

વ્હાલાં સાહિત્ય પ્રેમી સજ્જનો !

આ સેવક વિષે તો વિશેષ શું કહેવાનું હોય? ભિન્નભિન્ન પારમાર્થિક કાર્યો માટે " લાવો ! લાવો !" કહીને આપની નિરન્તર સહાયતા માગનાર–આપની સમક્ષ નિરન્તર ભિક્ષાની ઝોળી ધરનાર–સેવકને પોતાને માટે તો શું કહેવાનું હોય ?

તોપણ આપને પ્રાર્થના કરૂં છું કે, આ ગ્રન્થ પ્રકટ થતાં અને ત્હેની પ્રતો વ્હેચાતાં જે ઉત્પન્ન આવશે તે " શ્રી સાર્વજનિક વિદ્યાર્થી–આશ્રમ " નેજ સમર્પિત થશે ! તો આ ગ્રન્થને છપાવવા માટે કોઇ પણ સહૃદય ધનિક સજ્જન તૈયાર થશે તો મહદ્ ઉપકાર થશે ! અને સૌરાષ્ટ્રની આ એક સુપરિચિત સાર્વજનિક સંસ્થાને તેથી ઘણુંજ ઉત્તેજન મળી શકશે ! શું

પરમાર્થપ્રિય કોઇપણ સ્નેહિજન આ દેશસેવાના પુણ્યકાર્યને ઉત્તેજન આપવા તૈયાર નહિ થાય કે ?

વધુ વીગત માટે લખોઃ—
જમાલ હીરજી દેવાણી,
[ઠેઃ—શ્રી સાર્વજનિક વિદ્યાર્થી—આશ્રમ] જૂનાગઢ.

---

# જાહેર ખબર.

## શ્રી સાર્વજનિક વિદ્યાર્થી-આશ્રમ—જૂનાગઢ

આ આશ્રમમાં મુખ્ય ભાગે કેવલ સાધન-હીન સર્વજાતિના વિદ્યાર્થીઓને આશ્રય મળે છે. હાલ આ આશ્રમમાં લાભ લેનારની કુલ સંખ્યા લગભગ ૨૫) ની છે. આ સંસ્થા તરફથી બીજા બહારના વિદ્યાર્થીઓને પણ યોગ્ય સહાયતા મળે છે, તથા કોઇ કોઇ ગરીબ કુટુમ્બને અન્નવસ્ત્રની સહાયતા પણ મળે છે. ટૂંકામાં, સર્વ કોઇ સત્પાત્રને ઉત્તેજન મળે છે, એટલુંજ નહિ પણ બીજાંયે લોકહિતનાં કાર્યોને પ્રોત્સાહન મળે છે.

ભવિષ્યમાં આ આશ્રમ એક 'ગુરૂકુલ' જેવી સંસ્થાના રૂપમાં પરિણત થાય એવો આશય અને અલ્પપ્રયાસ આ સેવકનો છે. અને હેનો આધાર સ્વદેશહિતચિન્તક કે ધર્મવત્સલ ધનિકજનોની વિશાલ ઉદારતા ઉપર ખાસ અવલંબિત છે. વ્હાલાં સજ્જનો ! આ સંસ્થાને સહાયતા આપીને હેને સૌરાષ્ટ્રની એક આદર્શ સંસ્થારૂપે ઘડવાના સદ્ભાગ્ય અને ગૌરવને

આપ ચરિતાર્થ કરશો કે ? દેશસેવાના-જનસેવાના આ પુણ્યમય *કાર્યને પોષવા-વૃદ્ધિંગત કરવાને આપ ઉદારચરિત બનશો કે ? દેશોન્નતિના આ નવયુગમાં સેવામય પ્રેરણાનાં પીયૂષ પીવાને સંતજનો- વિદ્વજ્જનો ઉદાર દિલનું દર્શન કરાવશો કે ? અર્થાત્, " वसुधैव कुटुम्बकम् " એ વેદાન્તના પરમ નિર્મલ અભેદતત્ત્વને અનુભવમાં ઉતારીને આર્યપ્રજાની આર્યતાને ઉજ્જવલ કરશો કે ?

લી० જમાલ હીરજી દેવાણી,
[ ઠઃ—શ્રી સાર્વજનિક વિદ્યાર્થી -આશ્રમ ]
જુનાગઢ.

---

*આ આશ્રમને ત્રણ પ્રકારની સહાયતાની જરૂર છે.

(૧) કાંઇ પણ સ્થાયી રકમ.

(૨) કાંઇ પણ વાર્ષિક રકમ.

(૩) કાંઇ પણ રકમ મકાન માટે.

તે સિવાય, કોઇપણ વસ્તુનું દાન અતિ-ઉપકારક થઇ પડશે !

---

## જાહેર ખબર.

# શ્રી કેશોદ-વ્યાસ-અનાથાશ્રમ.

સૌરાષ્ટ્રની આ પરમાર્થિક અને સુપરિચિત સંસ્થાથી કોણ અજ્ઞાન હશે ? ભાગ્યેજ કોઇ એથી અજાણ હશે ?

પ્રાચીન ઋષિમુનિઓના પાવનકારિ જ્ઞાનનું જ્વલંત દૃષ્ટાંત પૂરૂં પાડનાર, અને પરમ ભકત શ્રી નરસિંહ મ્હેતાના

અવતાર તરીકે શ્રી સૌરાષ્ટ્રની ભાવિક પ્રજામાં પૂજ્ય મનાતા શ્રીમાન્ મૂળશંકર વ્યાસ (સૌરાષ્ટ્રના વ્યાસ બાપા)ના પુણ્ય શ્લોક નામથી કોઇ વિરલજ અપરિચિત હશે-સર્વે પરિચિત હશે.

એ ભક્તરાજના પુણ્ય પરિશ્રમથી અને તેઓશ્રીનાજ ધન્યનામથી આ સંસ્થા અસ્તિત્વમાં આવેલી છે. આ સંસ્થાનાં વિશાલ મકાનો તે સંસ્થાના ઉત્સાહી વ્યવસ્થાપકો-રા. પ્રભુલાલ પ્રીતમલાલ પઢીઆર તથા રા. પુરૂષોત્તમ નાનજી રાયચડા-ના અવિરામ પુરૂષાર્થને પરિણામે ઉપસ્થિત થયેલાં છે.

આ સંસ્થામાં અનાથ બાળકોને પોષવામાં આવે છે, તથા વિદ્યાભ્યાસ કરાવવામાં આવે છે. તે સિવાય, સાધુ સંતોને પણ સદાવ્રત મળે છે, તથા દૂરનાં તેમ નિકટનાં પ્રવાસીઓને આશ્રય મળે છે. આ સંસ્થા તરફથી એક પાઠશાળા, એક પુસ્તકાલય તથા એક ઔષધાલય પણ ખોલવામાં આવેલાં છે. આ આશ્રમમાં, કોઇ કોઇ વાર તુરતના જન્મેલા અને ત્યજાયલા બાળકને પણ રક્ષવામાં આવે છે.

આ અતિ ઉપયોગી સંસ્થાની કિમ્મત સ્હમજીને ધનિક જનો ત્હેને સતત્ સાહાય્ય કરતા રહેશે તો પુણ્ય પ્રાપ્તિ સાધવાની સાથે અનેકનું હિત સિદ્ધ થઇ શકશે. માટે એવા નિર્મલ ઉદ્દેશને લક્ષીને કોઇ સહૃદય જન આ સંસ્થાને પૂરતી સહાયતા આપશે એવી આશા રાખવામાં આવે છે

વધુ વીગત માટે લખો:—

**રા. પુરૂષોત્તમ નાનજી રાયચડા.**

# શ્રી માધવ-વિદ્યાર્થી—આશ્રમ; માધવપુર.

શ્રી માધવપુરના સાનિધ્યમાં થોડે દૂર આવેલા પરમ રમણીય મધુવનમાં. આ ન્હાનકડો આશ્રમ આવેલો છે એજ વનમાં આવેલા શ્રી રૂકિમણી-મંદિરના પૂજારી સંત શ્રી ત્રિકમદાસજી મહારાજ આ સંસ્થાને કેવલ પારમાર્થિક બુદ્ધિપૂર્વક ચલાવી રહ્યા છે!

શ્રી માધવપુરની આસપાસનાં ગામડાંઓમાંથી ભિન્ન ભિન્ન જ્ઞાતિના અનાથ વિદ્યાર્થીઓ આ આશ્રમનો લાભ લેય છે. ત્હેમને અન્નવસ્ત્ર તથા વિદ્યાદિનો લાભ મળે છે.

શ્રી માધવપુર જેવા મનોહર અને પવિત્ર યાત્રાના ધામમાં આવી સંસ્થા ખરેખર ત્હેની અનુપમ શોભામાં વૃદ્ધિ કરે છે! અને આવા એકાન્ત વિપિનમાં આવેલી. અને એક સંતપુરુષને હાથે ચાલતી આ સંસ્થા ખરેખર પ્રાચીન કાળમાં ચાલતાં શ્રી કણ્વ મુનિ, શ્રી સાંદીપનિ, કે શ્રી વસિષ્ઠજી જેવા મુનિઓનાં પાવનકારી ગુરુકુલોનું સ્મરણ કરાવે છે!

પ્રત્યેક માધવપુર- નિવાસી સજ્જન—કંઠાળનો કોઈપણ સુજ્ઞજન આ ધર્મકાર્યને સંપૂર્ણ ઉત્તેજન આપીને આવી સંસ્થાને ઉત્તરોત્તર ઉન્નત બનાવશે! એવી પ્રાર્થના સહ,

જમાલ હીરજી દેવાણી
[માધવપુર નિવાસી સેવક]

વધુ વિગત માટે લખોઃ—

**શ્રીમાન્ ત્રિકમદાસજી મહારાજ,**
શ્રી રૂક્મિણી મંદિરના પૂજારી.
**મધુવનમાં, માધવપુર** ( કાઠિયાવાડ )

# જાહેર ખબર.



વડોદરા રાજ્યનાં પુસ્તકાલયો માટે મંજુર થયેલ છે:-



## હૃદય-રણકાર.



મૂલ્ય રૂા. ૦-૪-૦

કર્તા:—રમણિક ર. મ્હેતા.

[ મુ. રાજકોટ; હાલ, સાદરા. ]

આ પુસ્તકની આવક સ્વ૦ ભાઇ ગિરિધર કવિતા નિરવલંબ કુટુમ્બી જનોના લાભાર્થે જશે !

---

"A few sad songs by the Author in memory of a friend feelingly written"

MODERN REVIEW.

× × × ×

"આમીરી દિલના મોસેજિઆનના સ્નેહોદ્‌ગાર"

ગુજરાત.

× × × "હૃદય-રણકાર જાગ્રત દશામાં આવવાથી પારકા હૃદયને પણ જગાડે છે." × × ×

સમાલોચક.

+ × × "કવિતાઓ પણ સુંદર, અર્થવાહી તથા સારી કવિતના ગુણોથી ભરેલી છે." × × ×

પ્રજાબન્ધુ.

× × × કાવ્યો વાંચવા જેવાં છે, પણ તે કાવ્યો કરતાં તે સંગ્રહની શરુઆતમાં આપેલી એક અજ્ઞાત બન્ધુ ગિરિધરની કથાએ અમારા પર વધારે અસર કરી છે." ×

બુદ્ધિપ્રકાશ.

" जननी जन्मभूमिश्च स्वर्गादपि गरियसी "

જેમ, આખા શરીરમાં પ્રભુને રહેવાનું સ્થાન હૃદય છે, તેમ આખા જગતમાં પ્રભુને પ્રિય ધર્મપરાયણ દેશ આપણો આર્યાવર્ત-હિન્દુસ્થાન છે!

આપણા દેશમાં જેવી રીતે ગંગા, યમુના અને બ્રહ્મપુત્રા ની ત્રિવેણી વહે છે; તેવીજ રીતે ધર્મ, નીતિ અને પ્રભુ-ભક્તિની ત્રિવેણી વહે છે.

આપણા દેશમાં, હિમાલયનાં શિખરો જેવી રીતે ગગનને સ્પર્શી રહેલાં છે, તેવીજ રીતે ભારતના મહા પુરુષો અખિલ વિશ્વમાં પૂજ્ય ગણાયા છે!

આવી આ, ઋષિ મુનિઓની ચરણધૂલિથી પાવન થયેલી ભૂમિમાં જન્મ લઇને, એ માતૃભૂમિની સેવા ન કરે એવો હતભાગી કોણ હોય?

ધર્મનું પાલન, ગાયોની રક્ષા, સાદું જીવન અને પ્રભુની ભક્તિ એ આ દેશનું ગૌરવ છે!

અરેરે! એજ દેવભૂમિમાં લાખો મનુષ્યો નગ્ન ફરે છે, અન્ન વિના પ્રાણ ત્યજે છે! ત્હેમનો ઉદ્ધાર શાથી થશે? ઘેરે-ઘેર રેંટીઓ ચાલુ કરવાથીજ! જેમ જલસિંચનથી વનસ્પતિ પુનર્જીવન પામે છે, તેમ રેંટીયાથી બધા હુન્નર ઉદ્યોગો પુનરુદ્ધાર પામશે! પ્રભુ! અમારે ગૃહે ગૃહે રેંટીઓ આપશો!

પ્રભુ! આ દેવભૂમિને અમર રાખો! અને ત્હેના ભક્તોનું રક્ષણ કરો!!

" सत्यमेव जयते नानृतम् "

[જ. હી. દેવાણી.]